# સંવાદસંચય.

ભાગ ૧ લો

સંગ્રાહક અને પ્રકાશક

ગોકુળદાસ કુબેરદાસ મહેતા

ઢાળનીપોળ, અમદાવાદ.

આવૃત્તિ ૧લી. સને ૧૯૨૭.

કિંમત દસ આના



મુદ્રક : કેશવ હ. શેઠ.

મુદ્રણસ્થાન : ખડાયતા મુદ્રણકલા મન્દિર, રાયપૂર, અમદાવાદ.

# ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ અનુક્રમણિકા.


| નંબર. | નામ. | પાનું. |
|---|---|---|
| ૧ | આ ઝાડ કેવું છે? | ૧ |
| ૨ | સ્વરાજ મળે એવા છે. | ૨ |
| ૩ | સુમન્તનાં સવારનાં કામ | ૩ |
| ૪ | ગૃહશિક્ષણ | ૫ |
| ૫ | ગુરુકુળગમન | ૭ |
| ૬ | કેળવણીનાં ફળ | ૯ |
| ૭ | વનરાજ અને ભીલરાજ | ૧૧ |
| ૮ | મૂળરાજ અને ખેડુતો | ૧૩ |
| ૯ | મહમુદ ગીજની અને ડોશી | ૧૬ |
| ૧૦ | ધ્રુવ અને નારદ | ૧૮ |
| ૧૧ | જગદેવ પરમાર | ૨૧ |
| ૧૨ | જસમા ઓડણ | ૨૭ |
| ૧૩ | સ્વદેશસેવા | ૩૪ |
| ૧૪ | દુર્ગાદાસ | ૪૩ |
| ૧૫ | આરોગ્યનગર | ૫૩ |
| ૧૬ | નારદ અને વાલ્મીકિ | ૫૯ |
| ૧૭ | ભક્ત પ્રહ્લાદ | ૬૩ |
| ૧૮ | વિષનો પ્યાલો | ૭૧ |
| ૧૯ | ઠાકોર અને રંગલો | ૭૬ |
| ૨૦ | બુટની કહાણી | ૭૮ |
| ૨૧ | તીજની સાડી | ૮૫ |
| ૨૨ | રાષ્ટ્રધ્વજ | ૯૦ |
| ૨૩ | વામનજી | ૯૪ |
| ૨૪ | સત્યની વેદી પર | ૧૦૨ |
| ૨૫ | શ્રેષ્ઠ કોણ? | ૧૧૨ |
| ૨૬ | સત્કાર | ૧૨૨ |
| ૨૭ | હીરા કણીઓ | ૧૨૭ |

# પ્રસ્તાવના.

**આ**ચાર્યશ્રી **આનન્દશંકરભાઇએ** 'નીતિશિક્ષણ'ની પ્રસ્તાવનામાં લખ્યું છે, કે :—" જમાનો દેશોદ્ધારની ભાવનાનો છે. દેશમાં દેશોદ્ધારની આજકાલ અનેક પ્રવૃત્તિઓ થાય છે, અનેક યોજનાઓ રચાય છે, અનેક સંસ્થાઓ સ્થપાય છે, પણ એ સર્વનો વિજય એ પ્રવૃત્તિઓ, યોજનાઓ, અને સંસ્થાઓમાં ભાગ લેનાર વ્યક્તિઓ ઉપર જ રહે છે. આ રીતે દેશોદ્ધારનો મહાપ્રશ્ન છેવટે દેશની નીતિનો પ્રશ્ન બની રહે છે, અને દેશની નીતિ ગૃહ અને શાળાનાં બાળકોની નીતિ ઉપર આધાર રાખે છે. **જે કોઈ માતાપિતા કે શિક્ષક દેશને એક સંગીન નીતિવાળું બાળક તૈયાર કરી અર્પશે; તેણે દેશની ઊંચામાં ઊંચી જાતની સેવા બજાવી છે, એમ કહેવામાં અત્યુક્તિ નથી."** × × ×

શિક્ષક તરીકેના મારા પંદર વર્ષના અનુભવે મને નિઃશંક સમજાયું, કે ઉપર્યુક્ત હેતુના ફલિતાર્થ માટે વિદ્યાર્થીઓ વાસ્તે સંવાદોનું સાહિત્ય, કેટલાંક અન્ય સાધનો કરતાં વધારે રસિક, આકર્ષક, અને એમના જીવનમાં સહેલાઇથી સુન્દર અસર કરનારૂં એક આદર્શ સાધન છે. આપણે ખરી રીતે જો સ્વીકારતાજ હોઇએ, કે આજનાં બાળકો તે આવતી કાલના નાગરિકો અથવા એથી આગળ વધીને કહીએ તો દેશના નેતાઓ છે, તો તેમના જીવનમાં બચપણથીજ દેશની પ્રાચીન સંસ્કૃતિ, દેશનો યશોજ્જ્વલ ઇતિહાસ, દેશનાં કલા, હુન્નર, ઉદ્યોગ, એ સૌનું યથાર્થ ભાન અને જ્ઞાન આપ્યેજ છૂટકો.

એવા નિર્મળ આશયથી પ્રેરાઇને સંવાદોના સંચયની પુસ્તકરૂપે પ્રસિદ્ધિ કરવાની તક મેં લીધી છે. જાહેરસંમેલનો જેવા અનેક પ્રસંગે મારા વિદ્યાર્થીઓદ્વારા ભજવવામાં આવેલ વિધવિધ સંવાદો પરથી હું સ્પષ્ટ જોઇ શક્યો છું, કે બાળકોનાં ચારિત્ર્ય ઘડવામાં "સ્વાત્મશિક્ષણ"નો આ પ્રકાર બાળકોના આદર્શરૂપે સફળ નિવડ્યો છે, અને એને માટે ઉત્સાહી શિક્ષકો જે પરિશ્રમ ઉઠાવે, તે પણ

સફળ થવાનો. સંવાદોની ભજવણીથી "એક પન્થે દો કાજ" સધાય છે. જીવનમાં ઉચ્ચતર સંસ્કારો અંકુરિત કરનારૂં સાહિત્ય બાળકોને કંઠસ્થ થાય છે, અને તેના અભ્યાસમાં શાળાના શિક્ષણ જેવો કંટાળો ઉપજતો નથી. પણ ઉત્સાહ, ખંત, ચપળતા, અને આંતરિક ભાવ નૈસર્ગિક રીતે જ ખીલી ઉઠે છે, અને વક્તૃત્વશક્તિનો અજબ રીતે વિકાસ થાય છે. ઉપરાંત મેળાવડામાં પધારેલા હજારો માણસો સમક્ષ બોલવા માટે બળ, હિંમત અને વેગ મળે છે. વળી સંસારનાં, સમાજનાં, કે દેશનાં આદર્શ પાત્રોના લેબાશમાં બાળકો પોતેજ મૂકાય, તેથી અણદીઠ રીતે તેમના જીવનમાં કાયમની જે સુન્દરતર અસર થાય છે, તે વસ્તુ કાંઇ નાનીસૂની ન ગણાય—અથવા એમ પણ કહી શકાય, કે હજારો પુસ્તકોના વાચનના ગરજ મુઠ્ઠીભર સંવાદોની ભજવણીથી ટાળી શકાય છે.

આ કાંઇ તર્કસિદ્ધ દલીલ નથી, પણ અનુભવસિદ્ધ દૃષ્ટાંત છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાના અન્ય શિક્ષક બન્ધુઓ પણ આ કોટિના રસિક અનુભવનો આસ્વાદ લેશે અને એ રીતે પોતાના હાથ નીચેના વિદ્યાર્થીઓનાં હૃદયની વધારે ને વધારે નજીક આવવામાં પ્રસ્તુત પુસ્તક કાંઇક અંશે પણ ઉપયોગી નિવડશે, તો તેની પ્રસિદ્ધિનો હેતુ સફળ થયો સમજીશ; બાકી એક વાત તો સાવ સાચી છે કે આમાંના ઘણાખરા સંવાદો સફળતાપૂર્વક ભજવાયલા છે, અને બાળકોએ પ્રેક્ષકવર્ગનો અપૂર્વ ચાહ અને ઇનામો જીતી લીધેલાં છે. જણાવવાની જરૂર નથી, કે એની પસંદગી પણ સફળ બનેલ સંવાદોમાંથીજ થએલી છે.

કયો સંવાદ કોનો છે, તેનો દરેક સંવાદની અંતે નિર્દેશ કરેલો હોઇ, તેના રચનાર લેખકોનો ઉપકાર માની, આ લઘુ પ્રસ્તાવના આટલેથીજ અટકાવું છું.

**અમદાવાદ**
રેંટીઆબારસ
૧૯૮૩

**ગોકળદાસ કુબેરદાસ મહેતા**

# સંવાદસંચય.

## ભાગ ૧ લો.

---

## આ ઝાડ કેવું છે?

---

[ એક આસન ઉપર દેવની છબી મૂકવી. તેની સામે એક સ્ટુલ ઉપર ફૂલઝાડનું કુંડું મૂકવું. તેની એક બાજુપર એક છોકરાને ઉભો રાખવો, અને બીજા સામે ઉભા રાખવા. પહેલો છોકરો બોલાવે અને બીજા બોલીને ક્રિયા કરે. ]

૧લો—આ ઝાડ કેવું છે?
બધા—ફૂલ આપે એવું છે.
૧લો—એ ફૂલ કેવું છે?
બધા—દેવને ચઢે એવું છે.
૧લો—એ દેવ કેવા છે?
બધા—વિદ્યા આપે એવા છે.
૧લો—એ વિદ્યા કેવી છે?
બધા—સુખ આપે એવી છે.

# સ્વરાજ્ય મળે એવા છે.

[ એક ગાયનું ચિત્ર ભીંતે ટાંગવું. તેની સામે લાંબી પાટલી ઉપર અનુક્રમે દૂધ, દહીં, માખણ, ઘી અને લાડુની રકાબીઓ મૂકવી અને છેલ્લે ટીપણું મૂકવું. પાટલીની એક બાજુપર એક છોકરો ઉભો રહે, અને તેની સામે આઠ છોકરા ઉભા રહે. એક છોકરો બોલાવે, અને બીજા વારાફરતી બોલે અને પદાર્થ બતાવે. લાડુ જમનાર છોકરો લાડુ ખાઇ જાય, જેથી પ્રેક્ષકોમાં હસાહસ થશે. છેલ્લી લીટી સઘળા સાથે બોલે. ]

**૧લો**—આ ગાય કેવી છે?

**૨જો**—દૂધ આપે એવી છે.

**૧લો**—એ દૂધ કેવું છે?

**૩જો**—દહીં થાય તેવું છે.

**૧લો**—એ દહીં કેવું છે?

**૪થો**—માખણ નીપજે તેવું છે.

**૧લો**—એ માખણ કેવું છે?

**૫મો**—ઘી થાય તેવું છે.

**૧લો**—એ ઘી કેવું છે?

**૬ઠ્ઠો**—લાડુ થાય તેવું છે.

**૧લો**—એ લાડુ કેવા છે?

**૭મો**—બ્રાહ્મણ જમે એવા છે.

**૧લો**—એ બ્રાહ્મણ કેવા છે?

**૮મો**—જોષ જુએ એવા છે.

**૧લો**—એ જોષ કેવા છે?

**સઘળા**—સ્વરાજ્ય મળે એવા છે. (૨)

# સુમન્તનાં સવારનાં કામ.

( હેમન્ત સવારમાં સુમન્તને ઘેર રમવા બોલાવવા જાય છે. )

**હેમન્ત**—અલ્યા સુમન્ત, ચાલ તો ખરો; હરિપ્રસાદ, કાન્તિ ને હિંમત એ બધા તો આજ ક્યારના 'હનુમાન તળી'એ પહોંચી ગયા છે. હરિપ્રસાદનો દાવ છે, પણ બિચારાને કોઇ ઉતરવા દેતાજ નથી.

**સુમન્ત**—ભાઈ, મારે તો અત્યારમાં નથી આવવું. મારે ઘણું કામ છે, તું તો નવરો છે.

(સુમન્તે પોતાને નવરો કહ્યો તેથી હેમન્તને રીસ ચઢી.)

**હેમન્ત**—ઓહો ! જોને ભાઇ કામગરા ? અત્યારમાં તારે શું કામ છે ?

**સુમન્ત**—અત્યારમાં શું કામ છે ? સવારમાં તો મારે ઘણાં કામ હોય છે.

**હેમન્ત**—કહે જોઇએ, સવારમાં તું શું કામ કરે છે ?

**સુમન્ત**—જો સાંભળ :-

મારા ભાઇ મને રોજ સવારમાં સાડાપાંચ વાગે તેમની સાથે ઉઠાડે છે. મ્હોં ધોઇ, દાતણ કરી હું મારા ભાઇ સાથે ફરવા જાઉં છું. ફરીને આવીએ છીએ ત્યાં મારી બાએ દૂધ કઢવી રાખ્યું હોય છે, તે પીઉં છું પછી—

**હેમન્ત**—તું ચા નથી પીતો ?

**સુમન્ત**—ના, અમારા ઘરમાં કોઇ ચા પીતું નથી.

**હેમન્ત**—હં .... પછી ?

**સુમન્ત**—પછી માસ્તરસાહેબે કરવા આપેલું લેસન કરૂં છું, ને ખડીના અક્ષર લખું છું. લેસનમાંથી પરવારી મારા ભાઇ સાથે વાડામાં નાહવા જાઉં છું. મારા ભાઇ પાણીની ડોલ કાઢે, તે હું મારી ઝારીમાં ઠાલવી ફૂલઝાડને પાણી પાઉં છું. બધાં ફૂલઝાડને પાણી પાયા પછીજ હું નાહું છું. નાહીને મારા ભાઈ છાપું વાંચે છે, ને હું પાસે બેસીને 'ઇસપનીતિ' કે 'બાલમિત્ર' વાંચું છું, પછી જમીને નિશાળે આવું છું.

**હેમન્ત**—ત્યારે તું ક્યારેય રમતો નથી?

**સુમન્ત**—ના, સવારમાં તો નથી રમતો. સાંજે નિશાળમાંથી છુટીને આપણે નથી રમતા?

**હેમન્ત**—હું તો આખો દહાડો રમ્યાજ કરૂં છું.

**સુમન્ત**—ત્યારેજ તને લેસન નથી આવડતું, ને ગુરુજી લડે છે.

**હેમન્ત**—ખરૂં છે, હું પણ હવે તારી પેઠે જ કરીશ; પણ સવારમાં મારાથી વહેલું ઊઠાતું નથી.

**સુમન્ત**—તારા ભાઇને કહીશ, તો તને વહેલો ઊઠાડશે. થોડાક દિવસ ઊઠાડયા પછી તો તને વહેલા ઊઠવાની ટેવ પડી જશે, ને તારી મેળેજ તું વહેલો ઊઠીશ.

❦

# ગૃહશિક્ષણ.

**રમણ**—ચંપક, તું હાલમાં શો અભ્યાસ કરે છે?

**ચંપક**—ગૃહશિક્ષણનો પ્રથમ પાઠ શીખું છું.

**રમણ**—શું? ગૃહશિક્ષણનો પાઠ! આતો મેં આજેજ સાંભળ્યું.

**ચંપક**—તને પણ કોઈ શીખવે, પરંતુ તું શીખે એવો ક્યાં છે?

**રમણ**—અરે ચંપક, તું કહે છે શું! જોઈએ, દેખાડ તારો પ્રથમ પાઠ.

**ચંપક**—રમણ, તું એમ સમજે છે કે હું જે કંઈ બોલું છું, તે ખોટું છે; પણ એમ સમજીશ નહિ. હું તને હમણાંજ બતાવું છું.

**રમણ**—લાવ જોઈએ, ક્યાં છે?

**ચંપક**—મારી બાએ મને આ ભીંતપર ખીંટીઓ મારી આપી છે, તે ઉપર હું મારી ટોપી, કોટ, ધોતિયું, પહેરણ વગેરે મૂકું છું. ત્યાં મૂકવાથી કોઈપણ વખતે જડી શકે છે, અને તેથી આપણાં કપડાં શોધવાની મહેનત આપણી બાને પડતી નથી.

**રમણ**—એ તો તેં બરાબર કહ્યું. આ શું પડેલું છે?

**ચંપક**—એ મારી સ્લેટ છે. તેમાં બે કાણાં પાડી, દોરી સાથે પેન બાંધેલી છે, જેથી પેન ખોવાઈ જતી નથી. આવી રીતે સાચવી રાખવાથી આપણાં માબાપને ખર્ચ ઓછું થાય છે, અને આપણને બેદરકાર બનવાની ખરાબ ટેવ પડતી નથી.

**રમણ**—આ એ કોથળી શાની છે?

**ચંપક**—મારા બાપાએ કહ્યું છે, કે જો તું હરરોજ તારી ઠરાવેલી જગાએ તારાં કપડાં, સ્લેટ અને ચોપડીઓ મૂકશે, તો હું તને હરરોજ એક પૈસો આપીશ. તેથી હું મારા બાપાના કહ્યા પ્રમાણે કરું છું, અને તે મને હરરોજ એક પૈસો આપે છે. તે હું આ કોથળીમાં નાખું છું.

**રમણ**--એ પૈસાને તું શું કરશે?

**ચંપક**—એમાં મારી કમાઇના પૈસા ઉમેરીને અનાથ વિદ્યાર્થીઓને મદદ કરીશ.

**રમણ**--ઠીક. તું બીજું કંઇ કમાય છે ખરો?

**ચંપક**—હા, આ જો; મારાં ફાટેલાં કપડાંના દડા. મને દરરોજ બપોરના રમતગમતને માટે બે કલાક મળે છે, તે વખતે ફાટેલાં કપડાંના દડા તૈયાર કરી પૈસાનો એકેક કહી વેચું છું. મેં એવી રીતે આજસુધીમાં સાડાબાર આનાના દડા વેચ્યા છે.

**રમણ**--શાબાશ! તું વખતનો બરોબર ઉપયોગ કરતાં શીખ્યો છે, તેમજ ઉદ્યમી અને કાળજીવાળા બનવાનો પાઠ પણ તું બરાબર શીખ્યો છે. દરેક વસ્તુ ઠેકાણે મૂકવાથી તેટલો વખત બીજા કામમાં ઉપયોગી થઈ પડે છે, એ હું આજે તારી પાસેથી શીખ્યો છું. હું પણ હવેથી એ પ્રમાણે વર્તીશ, કે જેથી આપણાં કામો સહેલાઈથી પાર પડે.*

❋

---

* ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક

# ગુરુકુળગમન

[ બાળબ્રહ્મચારી માથું મુંડાવી કૌપીન ધારણ કરી એક હાથમાં દંડ અને બીજા હાથમાં ઝોળી લઇ ગુરુકુળ તરફ ગમન કરે છે. રસ્તામાં તેનો સખો મળે છે, ત્યાંથી સંવાદ શરૂ થાય છે. ]

**સખો**—ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
તમને તમારી માતા રોકશે.

**બટુક**—અમારી માતાની અમે આજ્ઞા લઇને
પછી ગુરુની સાથે ચાલશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.

**સખો**—ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
તમને ત્યાં માતા પિતા નહિ મળે.

**બટુક**—પિતા દયાળુ મારા ગુરુજીને જાણું
માતા ગુરુપત્નીને માનશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.

**સખો**- ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી ?
ખોળે બેસાડી કોણ ખેલાવશે ?

**બટુક**-માતાને ખોળે બેસી ખેલ્યા બહુ ખાંતે
હવે ઇશ્વરને ખોળે ખેલશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.

**સખો**–ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી?
મીઠાં ભોજનિયાં ત્યાં તો નહિ મળે.
**બટુક**–મીઠાં ભોજનિયાં મિત્ર! અમને ન ભાવે
મીઠી ગુરુની શિક્ષા માનશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.
**સખો**–ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી?
તડકો તાઢઠીઉં શાને વેઠશો!
**બટુક**–તડકો નહિ લાગે, મારા તપનું બળ ભારે
તપરૂપી ઢાલે તડકો ખાળશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.
**સખો**–ગુરુકુળમાં કેમ જાશો બ્રહ્મચારી?
સઘળી સામગ્રી ત્યાં તો નહિ મળે.
**બટુક**–ત્રણે ભુવનની સિદ્ધિ ઝોળીમાં જાણું
જો'તું તે જો'તું માં'થી કાઢશું,
વિદ્યા ભણીને વહેલા આવશું
જુઠી માયાથી જુદા હાલશું.
**સખો**–ગુરુકુળમાં ભલે જાઓ બ્રહ્મચારી,
માતાની કુખલડી દીપાવજો.
**બટુક**–વા'લા ઓ મિત્ર મારા ચરણે નમું હું
આપી શિક્ષા તે શિરે ધારશું,*–**વિદ્યા૦**

* (બન્ને વિદાય થાય છે.)

---

*હરિશંકર વિદ્યાર્થી

# કેળવણીનાં ફળ.

---

[ બે બાળાઓ વાતચીત કરે છે. ]

**૧લી બાળા**—કેમ બેન, તમે તમારી નાની બેનને ભણવા મોકલતાં નથી ?

**૨જી**—ભણાવીને તે શું કરવું છે ! આપણે ક્યાં નોકરી કરવા જવી છે ? ઘરનું કામકાજ આવડશે એટલે બસ છે.

( એક બાળા દરેક જાતનો જુદો જુદો મેવો, જેવો કે બોર, જાંબુ, લીંબુ, દાડમ, કેરી, શેરડી, સીતાફળ, કેળાં, દ્રાક્ષ, બદામ, ચારોળી, પીસ્તાં, અંજીર વગેરે એક છાબમાં લઇને વેચવા માટે નીકળે છે. )

**મેવાવાળી**—મેવો લેવો છે કોઇને મેવો ?

**૧લી બાળા**—ઓ બેન, મેવાવાળી ?

**મેવાવાળી**—જી, આવીજી.

**૧લી બાળા**—શું વેચો છો, મેવો ?

**મેવાવાળી**—હાજી.

**૧લી બાળા**—જરા બતાવો તો ખરાં.

**મેવાવાળી**—( હાથમાં લઇને )

બોર રાતું ને જાંબુ કાળું છે,
આ લીંબુ તે કેવું રૂપાળું છે !

આ દાડમ દેખાય છે ગોળ કેવું ?
સ્વાદે બીજું નથી કોઇ તે જેવું.

બાળપણમાં કેરી બહુ સારી,
શેરડીની ખુબી તો છે ન્યારી.

જુઓ સીતાફળો જોવા જેવાં,
કેળાં લાંબાં-લાંબાં ને છે કેવાં ?

દ્રાક્ષ ચારોળી ને બદામ સાથે,
ખાઓ પીસ્તાં અંજીર લઇ હાથે.

આ મેવાની જાત મીઠી, તે બધાંએ દીઠી ?

**૧લી બાળા**--બેન, આ ફળ તમે ક્યાંથી લાવ્યાં ?

**મેવાવાળી**-બાગમાંથી લાવી છું.

**૧લી બાળા**-શું તમારે ઘેર બાગ છે ?

**મેવાવાળી**-ના બેન, આપણી મ્યુનિસિપાલિટિના તાબામાં કેટલાક બાગ છે. તેમાંથી આવાં ફળો મળે છે; તે વેચીને અમે અમારૂં ગુજરાન ચલાવીએ છીએ.

**૧લી બાળા**-બેન, તમને એકલાં વેચવા આવતાં બીક ન લાગી ?

**મેવાવાળી**-બીક શાની ?

**૧લી બાળા**-કોઇ છેતરી જાય તેની.

**મેવાવાળી**-અરે છેતરવાની વાત શાની, એ વખત તો ગયા.

**૧લી બાળા**-એમ કેમ ?

**મેવાવાળી**-કારણ કે હવે બાળાઓને કેળવણી આપવાનો રિવાજ દિવસે દિવસે વધતો જાય છે. તેથી કરીને

છેતરાવાનો ભય ઓછો રહે છે. જે લોકો કેળવણીનો લાભ લેતા નથી, તેમને છેતરાવાનો ભય રહે છે.

**૧લી બાળા**-બેન, શું તમે ભણેલાં છો ?

**મેવાવાળી**-હા બેન, હું ભણેલી છું.

**૧લી બાળા**-બેન, તમે ક્યાં ભણ્યાં હતાં ?

**મેવાવાળી**-બેન, હું શાળામાં ભણી છું.

**૧લી બાળા**-( બીજી બાળા સામું જોઇને ) કેમ બેન! તમે કહેતાં હતાં કે ભણાવવાનું શું કામ છે? પણ જુઓ, આ ભણતરનો ઉપયોગ. જે બાગ તે કેળવણીરૂપી બાગ છે. તેમાં બધી જાતનાં બાળકો અભ્યાસ કરે છે; અને જે ફળ આવ્યાં તે કેળવણીરૂપી બાગને સારી રીતે ઉછેરવાનું પરિણામ છે.

**૨જી બાળા**-હા બેન, હવે હું સમજી. શાબાશ ! બેન, તમારી બુદ્ધિને ધન્ય છે.*

✻

## વનરાજ અને ભીલરાજ

**ભીલરાજ**-શૂરા વનરાજ, આજ આપણે સિંહના શિકાર માટે આખું વન ઘૂમી વળ્યા, પણ કોઈ સિંહ બચ્ચો નજરેજ પડ્યો નહિ.

**વનરાજ**-ભીલરાજ, હજી વખત ઘણો છે. સિંહ સાંજ પડ્યા પહેલાં ભાગ્યેજ બહાર નીકળે છે. હવે સાંજ પડવા આવી છે, એટલે હમણાંજ કોઇ નીકળી આવશે.

*મળેલું

**ભીલરાજ**-ખરી વાત, પણ જો જો, બરાબર સાવધ રહેજો. આ વનના સિંહ બહુ વિકરાળ છે.

**વનરાજ**-ફીકર નહિ, જ્યાં સુધી મારા હાથમાં તીરકામઠું છે, ત્યાં સુધી મગદૂર નથી કે તે મારી પાસે આવી શકે.

**ભીલરાજ**-સાંભળો ! એ પેલા ડુંગરની કરાડમાંથી બૂમ આવે ! બરાબર હોશિયાર રહેજો.

**વનરાજ**-હા, હવે સમય થયો છે. હમણાં આ તરફ આવવો જોઇએ. આ હું મારૂં તીર ચડાવીને તૈયાર કરૂં છું. મને એની કશી બીક નથી.

**ભીલરાજ**-ખરેખર, વનરાજ પોતેજ વનરાજથી શાને ડરે ? ચડાવો તીર અને ખેંચો જોરથી. તે નિપુણ છે.

**વનરાજ**-ભીલરાજ, આ મારૂં કામઠું કાંઇક નરમ થઈ ગયું છે. જરા તમારૂં વાપરવા આપો.

**ભીલરાજ**-હજુ ભુવડનાં માણસોમાં ટંકાર કરીને તીરો તેમના લોહીમાં રંગાયા પડેલાં તે નરમ કેમ પડયું ?

**વનરાજ**-તમે વારંવાર એ ભુવડ ઉપર રીસ કેમ કરો છો ?

**ભીલરાજ**-એ રીસની તમને શી વાત કરૂં? તમે હજી બાળક છો ?

**વનરાજ**-બાળક પણ સિંહનું. તમેજ મને વનનો સિંહ કહો છો ને ?

**ભીલરાજ**-શાબાશ, ક્ષત્રિય બાળકને ઘટે તેવીજ તમારી વીરતા છે.

**વનરાજ**-શું હું ક્ષત્રિય છું? તમારી સાથે રહું છું ને? મારી રૂપસુંદરી મા તો તમને ભાઇ કહે છે?

**ભીલરાજ**-અફસોસ! રૂપસુંદરીમા પંચાસરનાં મહારાણી, અને પંચાસરના પ્રતાપી મહારાજા જયશિખરના તમે પુત્ર છો.

**વનરાજ**—અને ભુવડ હાલ પંચાસરમાં? હવે સમજ્યો! શીલગુણસુરીના કહેવાનો મર્મ હવે મેં જાણ્યો. તમારી સામે અને આકાશમાં અસ્તાચળે ચઢેલા સૂર્યદેવની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે-પિતાના શત્રુ ઉપર પુત્ર વેર લેશે. બધા બહાદુર ભીલ સરદારોને તૈયાર કરો; અને કાલેજ પંચાસરનો કિલ્લો સર કરીને આવું, અને પિતાનું વેર વાળું.*

*

# મૂળરાજ અને ખેડુતો.

## (પ્રવેશ ૧ લો)

[ દરબારગઢ આગળ કેટલાક ખેડુતોને બાંધી આણ્યા છે, અને તેમની આગળ પાછળ બે ત્રણ સિપાઇઓ આંટા મારે છે. એવામાં મૂળરાજ કુંવર ફરતા ફરતા ત્યાં આવે છે. ]

**મૂળરાજ**-આ લોકોએ શો ગુનો કર્યો છે?

**અમલદાર**-સાહેબ, આ લોકો આપણા રાજ્યની મહેસુલ ભરતા નથી; અને જુઠાં બહાનાં કાઢી પૈસા આપવાની ના પાડે છે.

**મૂળરાજ**-આ કહે છે, તે ગુનો તમે કર્યો છે?

---

* વિઠ્ઠલરાય ય. આવસત્થી.

ખેડુત-બાપુ, કાંઇ ગુનો નથી કર્યો. દેશમાં દુકાળ છે, કંઇ પાકયું નથી, ઘરમાં ખાવા ધાનેય નથી. કોઈએ રાજાજીને ખોટું ભરાવ્યું છે કે 'એમને ત્યાં છત છે તોય રાજભાગ નથી ભરતા.' બાપુ, અમનેય ધરમ વહાલો છે. ઘરમાં હોય તો કાંઈ ના પાડીએ? બાપુ!

મૂળરાજ-ખેડુતો! સાચું બોલજો, નહિ તો બેવડા ગુનાને પાત્ર થશો (મૂળરાજ જાય છે.)

(પ્રવેશ બીજો)

(ભીમદેવ રાજા કચેરી ભરી બેઠા છે ત્યાં મૂળરાજ આવે છે. પોતાના પિતાજીને પ્રણામ કરી એક તરફ ગોઠવેલા આસન ઉપર તે બેસે છે.)

રાજા-બેટા, મૂળરાજ! કાલે તેં હદ વાળી! ઘોડાને ખેલાવવાની તારી શક્તિ જોઈને હું ઘણો તાજુબ થયો છું. ગઈ કાલે મેદાનમાં કરવામાં આવેલી સરત તેં જો પૂરી ન કરી હોત તો આ વખતે આપણી બધાની મશ્કરી થાત. મૂળરાજ, તેં ખરેખર આબરૂ સાચવી છે, માટે માગ, બેટા માગ, માગે તે આપું.

મૂળરાજ-બાપુ, આપની કૃપાથી મને દરેક વસ્તુ મળી રહે છે, તો પછી મારે માગવાનું શું હોય?

રાજા-મૂળરાજ, તારૂં કહેવું સત્ય છે, છતાં પણ હું કહું છું કે તારે જે જોઇએ તે માગી લે.

મૂળરાજ-પિતાજી, આપની ઈચ્છાને વશ થઇ હું એટલુંજ માગું છું, કે પેલા બિચારા ખેડુતોને છોડી મૂકો; મારે બીજું કાંઈ જોઈતું નથી.

રાજા-સિપાઈ, કુંવરની આજ્ઞાને અનુસરી ખેડુતોને છોડી મૂકો.

ખેડુતો છુટા થતાં મૂળરાજ કુંવરની જય, ભીમદેવ મહારાજની જય એમ જય પોકરતા ચાલ્યા જાય છે.

( પ્રવેશ ત્રોજો )

( ભીમદેવ કચેરી ભરી બેઠા છે. એવામાં સિપાઇ આવી ખેડુતોના આગમનની વાત કરે છે. )

સિપાઈ-મહારાજ, કેટલાક ખેડુતો રાજસભામાં આવવા માગે છે.

રાજા-ભલે આવવા દો. ( ખેડુતો આવે છે. )

( ખેડુતો નાણાંની ભરેલી થેલી રાજા પાસે મૂકી, હાથ જોડી ઉભા રહે છે. )

ખેડુત-બાપુ, સાચેસાચ મૂળરાજ કુંવર મરી ગયા?

રાજા-હા ભાઇ, મુળરાજ કુંવર મરી ગયા.

ખેડુત-મહારાજ, આ થેલીમાં ગયા વર્ષનો રાજભાગ અને આ વર્ષનો રાજભાગ અમે લાવ્યા છીએ; તે આપ કૃપા કરી સ્વીકારશો.

રાજા-ભાઇઓ, આ વર્ષનોજ ભાગ આપો, ગયા વર્ષનો ભાગ તો મુળરાજ કુંવરે માફ કરાવ્યો છે.

ખેડુત-મહારાજ, ગયા વર્ષનો ભાગ આપે તે સમયે અમારી પાસેથી ન લીધો, એ માટે અમે આપના ઋણી છીએ. આપની દયાથી અને ઈશ્વરની કૃપાથી આ વર્ષે પાક બહુ સારો થયો છે, તો કૃપા કરી બંને સાલના રાજભાગ આપ સ્વીકારો.

રાજા-ભલા ખેડુતો, રાજકુંવરને આપેલું વચન મિથ્યા કેમ થાય ?

પ્રધાન-મહારાજ, આ ખેડુતોનો જ્યારે આવો આગ્રહ જ છે, તો આપ એ બેય વર્ષની ઉપજ ખર્ચી મહારાજ કુંવરનું સંભારણું રાખવા એક સુંદર મંદિર બંધાવો, અને તેનું નામ 'ત્રિપુરુષપ્રાસાદ' પાડો.

ખેડુતો-હા, બાપુ, હા, પ્રધાનજી ખરૂં કહે છે.

રાજા-મારા વહાલા ખેડુતો, તમારી મરજીજ છે તો હું પ્રધાનજીના કહેવા પ્રમાણે આ ધનથી મહારાજ કુંવરનું સંભારણું રાખીશ.

ખેડુતો-મહારાજનો જય થાઓ. (બધા જાય છે.)*

⁂

# મહમુદ ગીજની અને ડોશી.

ડોશી-બાદશાહ, તમારા રાજ્યમાં અંધેર કેટલું છે ? તેની કાંઇ ખબર પડે છે ?

મહમુદ-ડોશી મા, શું અંધેર છે ? કહો.

ડોશી-ધોળે દહાડે લુટારા લુટી જાય છે.

મહમુદ-કેમ, કયે ઠેકાણે ?

ડોશી-મારો દીકરો ઇરાનમાં વેપાર કરવા જતો હતો, તેને કોઇ લુટારાએ મારી નાંખ્યો.

મહમુદ-અને માલ પણ લઇ ગયા, કે કાંઇ પાછો આવ્યો?

* બાળમિત્રમાંથી

**ડોશી**–દીકરા જેવા દીકરાનો જાન ગયો, પછી વળી તમને શું માલની વાત સુઝે છે?

**મહમુદ**–મારી ફરતી ટુકડીઓ માલ પણ પકડી શકી કે નહિ તે જાણવા પૂછું છું.

**ડોશી**–માલમત્તાના લોભીને એ વાત પહેલીજ સૂઝે, પણ માલ ન આવ્યો તેની કાંઈ દીલગીરી નથી. હું તો મારો જુવાન જોધ દીકરો ગુમાવીને બધું જગત ખોઈ બેઠી છું.

**મહમુદ**–અલ્લાહ ખેર કરે; પણ ડોશીમા, એ ભાગ મારી રાજધાનીથી બહુ દૂર છે, તેથી ત્યાં બરાબર બંદોબસ્ત રહી શકતો નથી.

**ડોશી**–તો જેટલો મુલક તમારાથી બરાબર સાચવી શકાય તેટલોજ રાખો. વધુ માટેનો લોભ એજ આ પાપનું મૂળ છે.

**મહમુદ**–ડોશીમા, તમે ખરૂં કહો છો. એ બધા નવા જીતેલા દેશોમાં અને સરહદ ઉપર પણ પાકો બંદોબસ્ત તાબડતોબ કરાવું છું.

**ડોશી**–તો આટલેથી બીજાના જાન ઉગરશે, અને બિચારી બીજી માતાઓ મારા જેવી નિરાધાર નહિ બને.

**મહમુદ**–ડોશીમા, તમારો ઉપકાર માનું છું. આજથી એક જમાદાર અને હથિયારબંધ સિપાઈઓની ત્યાં ચોકી બેસાડું છું, અને ભલાં ડોશીમા, તમે અહીં રહો. હું તમારે માટે વર્ષાસનનો ઘટતો બંદોબસ્ત કરૂં છું.*

❀

*વિઠ્ઠલરાય ય. આવસત્થી

# ધ્રુવ અને નારદ.

**નારદ**–અહો ! સૂર્ય સમાન કાંતિવાળા, બાળવયે જંગલમાં નીકળનાર, હે સુકુમાર પુત્ર ! તું કોણ છે ? તારા પિતાનું નામ શું છે ?

**ધ્રુવ**–( નમન કરી ) મહારાજ, મારૂં નામ ધ્રુવ છે, અને મારા પિતાનું નામ ઉત્તાનપાદ. મારા પિતાને બે સ્ત્રીઓ છે. આજે હું મહારાજાની સભામાં ગયો ત્યારે....

**નારદ**–હાં વત્સ, પછી ?

**ધ્રુવ**–મહારાજ, પછી હું મહારાજાના ખોળામાં બેસવા ગયો; ત્યારે મારી અપરમાએ આખી સભાના સાંભળતાં મને કડવાં વચનો કહ્યાં, કે ‘ તું તો અભાગણીનો પુત્ર છે તેથી વનમાં જા અને ત્યાં ઈશ્વરને ભજી મારે પેટ અવતાર લે.’ મહારાજ, તેથી હું તો વનમાં જવા માટે નીકળ્યો છું.

**નારદ**–વત્સ, હજુ તો તું કાચી વયનો છે. કાં તો તને હજી પાંચ વર્ષ પણ પુરાં થયાં નહિ હોય. અત્યા, તારે તે વળી માન અને અપમાન શાં ? તમે તો પરમહંસ જેવા, ને વળી માતાનું હૃદય ગમે તેમ લવે. તેનું મનમાં લાવીએ ખરા કે ! ખાઓ પીઓ ને કલ્લોલ કરો.

**ધ્રુવ**–મહારાજ, આપ કહો છો તે બધુંયે ખરૂં. મને મારી અપરમાતાએ ન બોલાવ્યો, તેમ મારા પિતાએ પણ મારો ભાવ ન પૂછયો. તાત, હું તે કંઈ

રીતે સહન કરી શકું ? આ કરતાં ખડગ અથવા કુહાડાનો ઘાવ સારો.

**નારદ**–બસ, બસ, વત્સ ! આટલું બધું ઓછું ન લાવીએ ! એ તો એક દિવસ એમ પણ હોય. જંગલનાં દુઃખ વસમાં છે. વળી તેં રાજવી સુખો ભોગવ્યાં છે તેથી જંગલનાં દુઃખ તારાથી નહિ ખમાય. ત્યાં નોકરચાકર પણ નહિ મળે. વિચાર કર, જ્યારે દુઃખ પડશે ત્યારે ઘર સાંભરશે.

**ધ્રુવ**–તાત, મને શીદને નાહિંમત કરો છો ? આપની કૃપાથી બધુંએ ખમીશ. ભાવિમાં હશે તે થશે. મૃત્યુ કોઇને છોડતું નથી.

**નારદ**–એ તો થોથાનું જ્ઞાન થોથામાં રહેવા દે. વાછરડું ખીલાના જોરથી કુદવા જાય, પણ ખીલાનું ઠેકાણું ન હોય તો ઉછળીને ઉંડા ખાડામાંજ પડે. અપરમાનાં વાકયો વીસરી જઈ છાનોમાનો ઘેર ચાલ. જો તું કહેતો હોય તો હું તને આખું રાજ્ય અપાવું. ઈશ્વર તો ઘેર રહીને પણ ભજી શકાય. આપણાં સર્વ કાર્યો ભગવન્મય કરવાં તે પણ પ્રભુની સેવાજ છે. સમજ્યોને ! બાળકોને વળી અપમાન શાનું ?

**ધ્રુવ**–મહારાજ, હવે હું રાજ્યને શું કરૂં ? હવે તો તપ કરીને આવીશ, યા દેહ ખપાવીશ. જો હું પાછો જાઉં તો મૂર્ખજનો મારી મશ્કરી કરે, માટે જીવતો રહીશ તો રાજ્ય પામીશ, ને દેહ ખપાવીશ તો પ્રભુ શરણે લેશે. તાત, મને શા માટે ભમાવો છો ? તપ

કરતાં પણ જો હરિ નહિ મળે, તો જરૂર પ્રાણ ત્યાગ કરીશ.

નારદ–વત્સ, આ તું શું બકે છે? હજુ તેં જંગલ જોયું નથી. વાલ્મીકિ જેવા મહાન ઋષિઓ પણ જ્યારે દસ દસ હજાર વર્ષ સુધી તપ કરતા, ત્યારે હરિ મેળવતા. તેમના શરીર ઉપર રાફડા થતા. જંગલમાં એક બાજુએ વાઘ તડુકે, બીજી બાજુ ભયાનક પ્રાણી વિહાર કરે. મૃત્યુના મુખમાં જઈ કોઈ સુખી રહ્યું છે? હિંસક પશુઓને જોઈ તારો જીવ ગભરાશે. માટે વત્સ, સમજીને પાછો ચાલ.

ધ્રુવ–મહારાજ, હિંસક પશુઓ મને કંઈ નહિ કરી શકે. ઇશ્વરનું નામ તેમની મલિનતા દૂર કરશે. સેવા-માર્ગને તો યોગીઓ પણ સમજી શકતા નથી. મહારાજ, હું દેહધર્મથી તો મારા તપને નહિ છોડું. મને વધુ ન સંતાપો. જલદી આશીર્વચન આપો.

નારદ–વત્સ, તારૂં શુદ્ધ હૃદય મેં પારખી લીધું. પારસમણીને ભલે કાદવ કીચડમાં નાખોને! કાદવ કીચડની તેને અસર નહિ થાય. જા, તું જમનાજીમાં નાહી મધુવને જઈ સુખેથી તપ આચરજે. લે હું તને એક મંત્ર આપું છું તે કંઠસ્થ કરી રાખજે. બોલ,

**ॐ नमो भगवते वासुदेवाय।** આ દ્વાદશમંત્રથી તારા સર્વ મનોરથ સફળ થશે. ટાઢ, તાપ તને બાધ નહિ કરી શકે. ઇન્દ્રિયોને નિશ્ચિંત કરી મન સાથે જોડી દેજે, અને ઘનશ્યામજીના સ્વરૂપનું ધ્યાન ધરજે.

ધ્રુવ–જેવી મહારાજની આજ્ઞા!*

(નારદ અંતરધાન થાય છે, અને ધ્રુવ મધુવન તરફ પ્રયાણ કરે છે.)

---

* પુરૂષોત્તમ છ. શાહ.

❋

# જગદેવ પરમાર

[ઉદયાદિત્ય રાજા સભા ભરીને બેઠા છે. અણુમાનીતી રાણીના પુત્ર સંબંધી કામદાર સાથે વાતચીત કરે છે.]

**રાજા**–સોળંકણી રાણીને કુંવર છે કે નહિ?

**કામદાર**–મહારાજ, સોળંકણી રાણીને કુંવર છે, પણ તે કદી દરબારમાં આવતો નથી.

**રાજા**–સંસારમાં દીકરા સિવાય કંઈ નથી, માટે તેને બોલાવો.

(સિપાઈ જગદેવને બોલાવી લાવે છે. ચીંથરેહાલ દશામાં આવી જગદેવ રાજાને પ્રણામ કરે છે. રાજા ઉભો થઈ તેને આલિંગન દઈ ખોળામાં બેસાડે છે.)

**રાજા**–દીકરા, આવાં લુગડાં કેમ છે?

**જગદેવ**-પિતાજી, મારી તપશ્ચર્યામાં ખામી છે. હું મહારાજને ઘેર જન્મ પામ્યો, પણ મહારાજના માળવા દેશમાં શેરેક લૂણપાણીમાં પણ મને ઓછું મળે છે. મારાં માજીને આપે એક ગામ આપ્યું છે, તેની પેદાશ સાધારણ આવે છે, તેથી તેમાંથી બધું ખર્ચ પૂરૂં થતું નથી. પછી લુગડાં સારાં શી રીતે પહેરાય!

**રાજા**–ખજાનચી, આ જગદેવ કુંવરને રોજ બબ્બે રૂપીઆ આપજો.

**જગદેવ**–મહારાજ, તમે બક્ષીસ કરી તે હું પામ્યો, પણ મારી ઓરમાન માજી મારા ઉપર ઘણું હેત રાખે

છે, માટે આ બક્ષીસ લાંબો વખત ટકશે નહિ, માટે જેમ નસીબમાં લખ્યું હશે તેમ થશે.

**રાજા**-ખજાનચી, કુંવરને એક નાણાંની થેલી આપો.

(ખજાનચી થેલી આપે છે.)

**રાજા**-બેટા, એ નાણાંમાંથી લુગડાં કરાવો, અને સારી હાલતથી રહો.

પ્રધાનજી, માંડવગઢ જવાની તૈયારી કરો.

[જગદેવ પગે લાગી જાય છે. પછી કચેરી બરખાસ્ત થાય છે.]

## પ્રવેશ બીજો

(ઉદયાદિત્ય રાજાની કચેરી.)

**રાજા**-કામદાર ઠાકોર, આજે સઘળાં મને મળ્યાં, પણ જગદેવ કુમાર કંઈ દેખાયો નહિ. તે ક્યાં છે?

**કામદાર**-મહારાજ, સોળંકણીજીની હજુરમાં હશે.

**રાજા**-સિપાઈ, જગદેવને બોલાવો.

(રાજાની આજ્ઞા થતાં સિપાઈ જગદેવને બોલાવી લાવે છે. જગદેવ આવી રાજાને નમન કરે છે.)

**રાજા**-કુંવર, આનો આજ પોશાક છે?

**જગદેવ**-મહારાજ, આપ સવાર થયા ત્યારે રોજના બે રૂપીઆ હાથખરચીના આપવા હુકમ કરી ગયા હતા, પણ તે વાઘેલીના હુકમ વિના કેમ મળે? આપના જેટલી તેની દયા છે કે કેમ તે આપને આપને માલમ છે.

(રાજા પોતાના અંગ ઉપરથી આભૂષણ ઉતારી જગદેવને આપે છે. જગદેવ પ્રણામ કરીને લે છે.)

**જગદેવ**–મહારાજ, આપે બક્ષીસ કરી તે મને મળી; પણ માજી (વાઘેલી) મારા ઉપર ઘણી મહેરબાની રાખે છે, તેથી જ્યારે આપ વાઘેલીજીને મહેલે પધારશો, ત્યારે આ બધી ચીજો પાછી મંગાવશે. તે વખતે મહારાજ મને ઘણું ખરાબ લાગશે, અને હું પાછી પણ આપીશ નહિ; માટે આપ જે આપો તે વિચાર કરીને આપજો.

**રાજા**–વાઘેલી તો કહે, પણ દીકરા, મારે તો રણધવળ કરતાં તું કંઇક સારો છે, એમ હું ગણું છું, માટે તારે ગભરાવું નહિ. વળી મારી સવારીમાં ખાસ ઘોડો છે, તે પણ તને આપું છું. તે ઉપર બેસી સાંજે ફરીથી દરબારમાં આવજે.

(જગદેવ જાય છે.)

## પ્રવેશ ત્રીજો

[જગદેવ એકલો બેઠો છે. રાજાનો નોકર પ્રવેશ કરે છે.]

**નોકર**–જગદેવ કુંવર, પિતાજીએ આપેલી તરવાર પાછી માગી છે, અને કહેવડાવ્યું છે કે તેના બદલામાં બીજી સારી તરવાર પાછળથી આપીશ, પણ તે પાછી મોકલજો.

**જગદેવ**–(ગુસ્સે થઇ) પિતાજીને કહેજે કે આમ વારંવાર માથું કાપી પાઘડી બંધાવો, તે ઠીક કહેવાય નહિ.

(સિપાઇ તરવાર લઇ જાય છે.)

**જગદેવ**–(સ્વગત)

પિતાજીના રાજ્યમાં આમ અપમાન ખમીને રહેવું, તેના કરતાં પરદેશમાં ભીખ માગીને ગુજરાન ચલાવવું

એ બહેતર છે. વળી હું રજપુતનો પુત્ર છું. જ્યાં જઈશ ત્યાં રોટલો મળી રહેશે. માટે બસ, આજથીજ આ ભૂમિનો ત્યાગ કરવો, અને માતાની રજા લઈ સિદ્ધરાજ જેવા રાજાની નોકરીમાં જઈ રહેવું.

( જગદેવ જાય છે. )

## પ્રવેશ ચોથો

[ સિદ્ધરાજની કચેરી ]

**સિદ્ધરાજ**—જગદેવ, ચાવડી અને તમારાં પરાક્રમ જોઈ હું રાજી થયો છું. કહો, તમે અમારી નોકરી કરશો ?

**જગદેવ**—મહારાજ, શેર બાજરી માટેજ હું આવ્યો છું.

**સિદ્ધરાજ**—જાગીર લેશો. કે ચઢયો પગાર લેશો ?

**જગદેવ**—મહારાજ ચોકખો પગાર લઇશ, અને જે રોજના એક હજાર રૂપીઆ પગાર આપશે, તેની ચાકરી કરીશ. અઘરામાં અઘરૂં કામ હોય તે સોંપજો. જો તે કરવામાં પાછી પાની કરૂં તો હું રજપુત નહિ.

**સિદ્ધરાજ**—સારી વાત છે. ખજાનચી, જગદેવને દર-રોજ બે હજાર રૂપીઆ કોઠારમાંથી આપજો, અને બીજી જોઇતી સગવડ કરી આપજો.

**જગદેવ**—મહારાજ, આપની કૃપા માટે ઉપકાર માનું છું.

[ જગદેવ જાય છે. કચેરી બરખાસ્ત થાય છે. ]

## પ્રવેશ પાંચમો

( સિદ્ધરાજનું શયનગૃહ. સમય–મધ્યરાત્રિ )

**સિદ્ધરાજ**—કોઈ જાગે છે કે ?

**જગદેવ**—( પ્રવેશ કરી ) મહારાજ, શું ફરમાન છે ?

**સિદ્ધરાજ**-આટલી મોડી રાતે પણ તમે ઘેર ગયા નથી ?

**જગદેવ**-કૃપાનાથ, રજા સિવાય શી રીતે જવાય ?

**સિદ્ધરાજ**-જગદેવ, તમો જલદી ઘેર જાઓ.

**જગદેવ**-મહારાજ, ચોકીદારને શા માટે સાદ પાડો છો ? તે કામ મને કહો પછી હું ઘેર જઇશ.

**સિદ્ધરાજ**-તમે આ કંઇ સાંભળો છો ?

**જગદેવ**-કોઇ સ્ત્રી ગીત ગાય છે, અને કોઇક રુએ છે.

**સિદ્ધરાજ**-તેની ખબર લાવો કે કોણ રુએ છે; અને કોણ ગાય છે ? સવારમાં તેની ખબર કરજો.

( જગદેવ જાય છે, અને દ્વારપાળ પ્રવેશ કરે છે. )

**દ્વારપાળ**-મહારાજ, શી આજ્ઞા છે ?

**સિદ્ધરાજ**-ઊગમણી દિશાએ કોઇ સ્ત્રી રુએ છે, અને કોઇ ગીત ગાય છે, તેની ખબર સિપાઇ પાસે કઢાવો.

**દ્વારપાળ**-મહારાજ, જેવી આજ્ઞા.

( દ્વારપાળ જાય છે, સિદ્ધરાજ પણ જગદેવની પાછળ તેની પરીક્ષા કરવા કાળો કામળો ઓઢી જાય છે. )

**પ્રવેશ છઠ્ઠો**

[ સિદ્ધરાજનો દરબાર ]

( જગદેવ પ્રવેશ કરે છે. )

**સિદ્ધરાજ**-પધારો જગદેવજી, આ આસને બિરાજો. સિપાઇ, રાત્રે તપાસ કરવા ગએલા સિપાઇને બોલાવો.

( સિપાઇ હજુરીઆને હાજર કરે છે. )

**સિદ્ધરાજ**-કહો મીયાં, રાત્રે શું બન્યું હતું ?

**હજુરીઓ**-સાહેબ, એ તો પાદર મઉ ઉતરી હતી,

તેમાં બે ગાડાં હતાં. એક ગાડામાં એક માણસનો દીકરો મરી ગયો હતો, તે રડતાં હતાં, અને બીજામાં છોકરો અવતર્યો હતો, તે ગીત ગાતાં હતાં.

**સિદ્ધરાજ**–જગદેવ, હજુરીઆની વાત સાંભળી? તમો લાખના પટાવાળા છો, મોટા થંભ જેવા છો, માટે તમે ખબર ન લાવો તો બીજું કોણ લાવે? રાત્રે શું બન્યું હતું તે કહો.

**જગદેવ**–મહારાજ, ઉમરાવની વાત ખરી છે.

**સિદ્ધરાજ**–જગદેવ, મેં સાંભળેલું છે, માટે જે બન્યું હોય તે જલદી કહો.

**જગદેવ**–બીજું કંઈ દીઠું હોય તો કહુંને? મહારાજ, જુઠી પતરાજી કરતાં મને આવડતી નથી.

**સિદ્ધરાજ**–ઓ ઉમરાવો, ભાયાતો, અને ઠાકોરો, રાતની હકીકત સાંભળો. આજ સવા પહોર ચઢતાં મારૂં મોત હતું, પણ આ જગદેવજીનું આપેલું અડતાળીસ વર્ષનું રાજ્ય હું કરૂં છું. તેમણે બે દીકરાનાં, પોતાનું અને ચાવડીનું એ ચારેનાં માથાં જોગણીઓને ચઢાવ્યાં. તેમાં નાના છોકરાનું માથું તો ચઢાવીજ દીધું! એ ઠાકોરનું સાહસિકપણું અને સત્ય, તથા ચાવડીનું પતિવ્રત એ બધાંના બળે એ બધાં પાછાં આવ્યાં, અને મારો આવરદા વધ્યો. માટે આજથી જગદેવનું આપેલું રાજ્ય હું કરૂં છું. ઉમરાવ, તમે જુઠું બોલ્યા, માટે હું તમને તમારા હોદ્દા ઉપરથી દૂર કરૂં છું. રાતે મેં મારી આંખે જોયું, અને કાને સાંભળ્યું હતું. તમે કેટલાક એના પગાર ઉપર અદે-

ખાર્ચ કરો છો, પણ તેને લાખો કે કરોડો રૂપીઆ આપીએ તોએ એવો રજપુત મળે નહિ.

જગદેવ, તમારી સત્યનિષ્ઠા અને સ્વામીભક્તિ જોઈ હું પ્રસન્ન થયો છું, અને આ મારી દીકરીનું નાળિએર તથા બે હજાર ગામ તમને બક્ષીસ કરૂં છું +

( સિદ્ધરાજ ઉભો થઇ જગદેવને પોતાની પાસે બેસાડે છે. )



# જસમા ઓડણ.

## પાત્રો—સિદ્ધરાજ અને જસમા.

[ સહસ્ત્રલિંગ તળાવની પાળે એક ઝાડની ડાળીએ ઝોળી બાંધી જસમાએ પોતાનો બાળક સુવાડયો છે. પોતે તળાવમાંથી ખોદેલી માટીની ટોપલી ભરી બહાર નાંખવા જાય છે. જતી અને આવતી વખતે બાળકને હીંચકો નાંખે છે. એવામાં સિદ્ધરાજ ત્યાં તળાવ જોવા આવે છે. ]

**સિદ્ધરાજ**—જસમા, આ તારો પતિ કેટલો નિર્દય છે, કે તારા જેવી સુકોમળ સ્ત્રી પાસે ભાર વહેવડાવે છે.

**જસમા**—રાજન્! જે સ્થિતિમાં પ્રભુએ મૂકયાં હોય તેમાં કર્તવ્યપરાયણ રહી ગૃહસ્થાશ્રમ ચલાવવો, એ માણુસ જાતની ફરજ છે. અને અમારી આખીય જાતિની સ્ત્રીઓ પોતાના પતિના કાર્યમાં મદદગાર થઈ જીવન ગુજારે છે. તે કર્તવ્ય કરવામાં પણ મારા પતિ મારી ઇચ્છાથીજ કામ કરવા દે છે.

---

+ રત્નમાળ ઉપરથી

**સિદ્ધરાજ**-જસમા, જગતમાં તેં સુખ એ શી વસ્તુ છે, તે જોઇ નથી. અને બ્રહ્માની ભૂલવડે દેવનેય દુર્લભ એવી તું સર્વાંગ સુંદર લલના રંકને ઘેર રત્નની માફક પત્થરની સાથે પટકાઇ છે, એમ શું તને નથી લાગતું ?

**જસમા**-રાજવી, તમોને કદાચ એમ લાગતું હશે, પરંતુ આખાય જગતમાં અમારા જેવું સુખી કોણ છે? અમારે પરસેવાથી પેદા કરી ઉદરપોષણ કરવામાં નથી કોઇને લૂંટવાં પડતાં કે નથી કોઇના પર આધાર રાખવો પડતો. યાચના કરનારને ટુકડો રોટલો આપીએ છીએ, અને અમારી મહેનતથીજ રાજવી, તમારા જેવાના અમર ઇતિહાસ લખાય છે, એ શું વિધિની ઓછી કૃપાનું ફળ છે ?

**સિદ્ધરાજ**-તું ખરેખર ભોળી છે. તને શું આ ગાંડો ઘેલો રૂડીઓ ગમે છે? જો, એ કેવો તારા ભણી શંકાની નજરથી જોઇ રહ્યો છે? મૃગનયની ! જરા કહે તો ખરી કે તારા જેવી અંતઃપુરના વાસ મૂકી આ ગમારના ઘરમાં શોભે ?

**જસમા**-રાજન્! મારા હૃદયનો નાથ એ રૂડો તમોને ગાંડો ઘેલો ભલે દેખાય, પણ જોયું તેમના બાહુનું જોર ? એમના એક ઘાએ બધી ધરણી ધમધમે છે. વનરાજને શરમાવે એવી એમની ચાલ જોઇ ? એ મારે મન સાત રાજવીનાય રાજવી છે !

**સિદ્ધરાજ**-તારી સાદી સમજપર મને દયા આવે છે. જો આ તારો નાનો બાળ ઝાડની ડાળીએ કેવો દુઃખી થાય છે? અને તારૂં પોષણ કરવામાં એ રૂડીઆની પણ

કેવી દુઃખદ સ્થિતિ છે ? માટે ચાલ, તને અંતઃપુરના વાસ આપું. તું ને તારો રૂડીઓ ત્યાં રહેજો, અને તમોને વગર મહેનતે મહેનતાણું મળશે.

**જસમા**-ઉપકાર થયો રાજવી ! પણ અમારે એ અંતઃપુરના વાસ શા કામના ? શા કામનું એ મહેનત સિવાયનું મહેનતાણું ? પ્રભુએ અમોને ક્યાં એવાં શક્તિ-હીન બનાવ્યાં છે રાજવી ? મારા બાળકને ઝાડની ડાળીએ કુંપળો વા ઢોળે, બુલબુલો હાલરડાં ગાય અને કોયલ મહીં સાદ પુરે. એ સુખ જોઈને કંઈ રાજકુમારો ઈર્ષ્યા કરતા હશે. એ અંતઃપુરના બંદીખાનામાં મુબારક હો એ સુખ પ્રજાના આપ સરખા તારણહારને !

**સિદ્ધરાજ**-તું સમજી નહિ જસમા ! વિધિની ભૂલના દિવસો પુરા થયા છે. અને લેખો બદલાયા છે. તું ગુર્જર સમ્રાટની મહારાણી થવાની અધિકારિણી થઈ છે. અને ગુર્જરવલ્લભ સિદ્ધરાજ તને મહારાણી બનાવવા માગે છે. હવે સમજી મારા કથનને ?

**જસમા**-મહારાજ ! ગુજરાતના ભૂપતિમાં આવી પાપવાસના નહોતી જાણી. સતીને બે પતિ જગતમાં કદી સાંભળ્યા છે ? મહારાણીપદ મારે નથી જોઈતું. મારે તો જોઈએ છે એજ રૂડાનો અમર આધાર !

**સિદ્ધરાજ**-સુંદરી ! જે સ્થાન મેળવવા દેવલોકોની સુંદરીઓ વર માગે છે, તે સ્થાન ગુજરાતનો નાથ તારા ચરણોમાં ધરે છે, તેની અવજ્ઞા મા કર. જો આ તારો ઝાડની ડાળીએ ઝુલતો બાળ યુવરાજપદને પ્રાપ્ત થશે, અને

આ રૂડીયાનેય સુખી કરીશું. એ તારો ઉપકાર રૂડીયા ઉપર ઓછો નહિ થાય, સમજી ? એવાં ગાંડાં મા કાઢ ! રૂડીયાને તું ઘેલછાથી જેવો વર્ણવે છે, તેવો તે નથી. હોય તો તને આવો પરિશ્રમ કરાવે ?

**જસમા**–સધરા ! હવે તારી પાપવાસના હું પુરી જાણી ગઈ. માના વ્યભિચારથી પ્રાપ્ત થયેલા યુવરાજપદને શું કરશે એ મારો બાળકુમાર ? અને સતીત્વથી ભ્રષ્ટ થયા પછી શું કરૂં હું એ મહારાણીપદને ? તારી આ પાપવાસનાથી પાટણનો સૂર્ય અસ્ત થવા બેઠો છે, અને પ્રલયકાળનાં મોજાં ચોપાસ ફરી વળવાની આગાહી થઈ રહી છે. મારા હૃદયનાથ રૂડાના સ્થાનને આ હૃદયમાંથી ભૂંસી શકાય તેમ નથી, અને તારે મન હું દુઃખી લાગું છું, પરંતુ મારે મન એ મારા પતિનો સહચાર છે. હું પતિના પાને પડી તેના અંગને મજબુત કરનારી અર્ધાંગના છું. રાજ ! હજીય સમાવી દો એ પાપવાસનાને તમારા હૃદયમાં, નહિ તો સતીના શ્રાપ ને પ્રભુના કોપ વસમા પડશે.

**સિદ્ધરાજ**–અરે, ભોળી ! મને તો દયા આવે છે, તારો આ સીધો અને સરળ ભોળો સ્વભાવ જોઇને. તેથીજ તને કહું છું કે ફરીને આવો પ્રસંગ નહિ આવે. જેના ચરણોમાં મહાન નૃપતિઓ સદાય મસ્તકો ઝુકતાં રાખે છે, જેની હાક માત્રથી દિશાઓ કંપે છે, તે સિદ્ધરાજ તારા ચરણે તેનું સર્વસ્વ ધરતો વિનવે છે. તેનો પ્રતિકાર કરતાં તને ભય નથી થતો, સુંદરી ? હું તને તે બધું માફ કરૂં છું. તું તારો મહારાણીપદનો અધિકાર મેળવ.

**જસમા**-સધરા ! મને દયા આવે છે, તારી આ અધમ સ્થિતિ જોઇને. આવા પ્રસંગો તો બાહ્ય સૌન્દર્યથી અનેકાનેક વખતે આવે છે, પરંતુ અણુમૂલ માનવજીવન નથી આવતું. સતીને પતિભક્તિના બળ આડે નથી સંચરતો કાળ કે મહિપાળનો ભય. મારા તો હૃદયપ્રદેશમાં કાયમજ સ્થાન રહેશે મારા પતિદેવ રૂડાનું.

**સિદ્ધરાજ**-અરે ગાંડી ! હું તને ભયભીત કરીને મેળવવા નથી માગતો. હું તો તારી પાસે પ્રેમયાચના કરૂં છું. તને સુખી થવાને રસ્તે દોરવું છું. તને મારા સુખ દુઃખની સમભાગીની થવા વિનવું છું. તારી જ્ઞાતિમાં તો એક છતાં બીજો પતિ કરી શકાય છે. તો ધાર કે અત્યારે રૂડીયો ના હોય તો તું કોઇ બીજાના ઘરમાં જાય, તેના કરતાં આ રાજસુખની અવજ્ઞા શા માટે કરે છે? મારી કૃપાવડે તારો અને તારી આખીય જ્ઞાતિનો ઉદ્ધાર થશે.

**જસમા**-સધરા ! આ તારો પ્રેમ નથી, પણ કામનો ઉન્માદ છે. પ્રેમ બળાત્કાર કે વિનવણીમાં નથી. મારી જ્ઞાતિમાં ગમે તે રિવાજ હોય તેમાં મને શું ? મારે મન તો સતીનો પતિ એકજ છે, અને જો મારા હૃદયેશ રૂડાની છાંય જાય તો આ દેહ રહેવાની નથી. ખરાં આત્માનાં સુખને તું શું જાણે, વિષયી રાજવી? તેં કોઇ દહાડો સાચો પ્રેમ જાણ્યો છે? સતીના પતિ થવાનો લહાવો તેં મેળવ્યો છે? આ તો તારો દયાપાત્ર હીચકારો સ્વભાવ તને ખોટે રસ્તે દોરવે છે. જે જ્ઞાતિ પોતાની પુત્રીઓના સતીત્વના ભોગે ઉદ્ધરવા માગતી હોય તે નષ્ટજ શા માટે ના થાય?

મારી ગરીબ છતાં ગૌરવભરી ઓડ જાતિ ભલેને માટી ખોદી ઉદરપોષણ કરી પોતાની શીલવંતી પુત્રીઓને પોષે. તારો પાપી સ્પર્શ તેમને શું કામનો !

**સિદ્ધરાજ**-જસમા, તું સીધી રીતે માની જા. તને મારા ભૂજપાશમાં બદ્ધ કરવા સર્વ વાતે સમર્થ હોવા છતાં હું તારી દયા ખાઉં છું. તું તારી અને તારી ઓડ જાતિને ખાતર પણ માની જા, સુંદરી ! આ તને ખોટો મોહ અને ઘેલછા થઈ છે. તારાં આ સુંદર નયનોએ મને વિહ્વળ કર્યો છે, તો તને મેળવતાં ત્રણ લોકની સત્તા પણ મને હવે રોકવા સમર્થ નથી, તું સમજી !

**જસમા**-સધરા તું મારા અવયવોપર મોહ્યો હોય તો તે સર્વ કાપી તારા ચરણોમાં ધરવા તૈયાર છું, પરંતુ મારૂં હૃદય તો મારા હૃદયનાથનુંજ રહેશે. તું મારો રાજપિતા થઈ પુત્રી ઉપર નજર બગાડે, એ બતાવે છે કે પૃથ્વીનાં પુણ્ય પરવાર્યાં, અને કળજુગનાં રાજ જામ્યાં. સિદ્ધરાજ ! આ તારા સરોવરમાં કદીય જળ નહિ ટકે. તેનું નામનિશાન નહિ રહે. એ પાપવાસનાની આગથી અસ્ત પામશે સદાને માટે પાટણનો સૂર્ય. તારા ભૂજપાશમાં જસમા નહિ, જસમાની ભસ્મજ બદ્ધ થશે ! તું તારા મનમાં સમજતો હોઇશ કે સતીનાં સતીત્વ લૂંટવાં સહેજ છે; પણ સતી પતિભક્તિ અને શિયળ માટે પ્રાણને પણ તુચ્છ ગણે છે.

**સિદ્ધરાજ**-જસમા, તેં ગુજરાતના નાથનો કોપ વહોરતાં વિચાર નથી કર્યો લાગતો ! હજુય માની જા. તું

જે રૂડીયાપર ગુમાન કરે છે, તેજ તને મારે સ્વાધીન કરે, તો ?

(આમ કહી આ બોલચાલ થતી સાંભળી દોડી આવેલા રૂડાને સિદ્ધરાજે જસમાને પોતાને સ્વાધીન કરવાનું ફરમાવ્યું. કંઇક તરેહની લાલચો પણ આપી. પણ એ સતીનો પતિ અડગ ઉભો રહ્યો, અને જવાબ નહિ આપતાં તિરસ્કારપૂર્ણ હસ્યો. સિદ્ધરાજે ખીજાઇને તુરતજ તેનું માથું ધડથી જુદું કર્યું. આ જોઇને જસમામાં અપૂર્વ જ્યોતિ ચળકવા લાગી, અને રણચંડીના માફક તે ગાજીને બોલી.)

**જસમા**–સિદ્ધરાજ! પાપી સિદ્ધરાજ! તું મારા પતિના જડ દેહને મારી ભલે હરખા, પરંતુ તેના અમર આત્માને મારવા તું સમર્થ નથી. દેહનો નાશ થવાથી અમારો અભિન્ન સંબંધ કંઇ પુરો થતો નથી. પાપાત્મા! આ મારા બાળકને ઉછેરીને પૂજીશ એ રૂડા પતિદેવના યશ દેહને! ગરીબ બિચારી પાટણની પ્રજા! પ્રજાનાં પુણ્ય હવે પરવાર્યાં. પરાયી સ્રીઓના ઉપર જ્યાં નૃપતિ જુલમ કરે, ત્યાં પ્રજાનાં પુણ્ય પરવારે તેમાં શી નવાઈ? ફેરવ, તારૂં કાળું મુખ મારા ભણીથી!

(જસમા તિરસ્કારથી જોતી, ઝાડની ડાળીએ ઝુલતા પોતાના બાળકને લેવાને ફરી. સિદ્ધરાજે ક્રોધાવેશમાં તેના હાથમાંથી ઝડપ મારી બાળકને ઝુંટવી તેની ગરદનપર તરવાર ફેરવી દીધી, અને ઉત્સાહથી જસમા તરફ ફર્યો.)

**જસમા**–(ન રડતાં, ગર્જના કરી.) પાપી, તેં મારા નિર્દોષ બાળકનો વધ કર્યો છે. તારે ત્યાં કદીય પારણું નહિ બંધાય. જસમાને પોતાની કરવાની આશા છોડી દે. જસમા તો સ્વર્ગમાં વાટ જોતા પતિને મળવા આ ચાલી*

(આમ કહેતા કહેતામાં તો જસમાનો આત્મા શરીરને ત્યાગી ગયો.)

---

*ઇશ્વરલાલ પી. પટ્ટણી.

*

# સ્વદેશસેવા

## પાત્રો—પ્રતાપ, ભામાશા, અને સરદારો.

### પ્રવેશ પહેલો

[ પ્રાર્થના ]

**આર્ય બાળકો—**

( પતિ વિના પ્રમદાના મનના પુરાય ક્યાંથી કોડ—એ રાગ )

ભવસાગરમાં નાવ અમારૂં હરિ! તમારે હાથ:
પાર ઉતારો ભર દરિયેથી કરૂણાળુ જગનાથ. ( ૨ )
નયણેથી નવ સત્ય નિહાળું, ભ્રમિત થઇ હું કંઇ ન ભાળું;
મળે ન કોઇ સાથ સંબંધી ગ્રહે જેહ અમ હાથ—ભવસાગર.
આશ્રય એક અમોને તારો તું પર અટળ ભરોંસો સારો;
સદા તમે રહો ધર્મયુદ્ધમાં જગત્રાતા! અમ સાથ!—ભવસાગર.

**એક બાળક**—મિત્ર, આજે આપણે શા કારણથી અત્રે ભેગા મળ્યા છીએ, તે આ સર્વ બંધુઓ સમક્ષ નિવેદન કરવું ઘટે છે.

**સૂત્રધાર**—હા, અને એ કથા સુણાવવાની મને પણ પ્રબળ ઇચ્છા થાય છે. સાંભળો, ભારતવર્ષમાં અનેક નરરત્નોએ જન્મ ધારણ કરી આર્યાવર્તની પુનિત ભૂમિને ઉજ્વળ કરી છે. એવા એક વીર શિરોમણી મહારાણા પ્રતાપના જીવનચરિત્રનો યત્કિંચિત ભાગ અત્રે પધારેલા ગૃહસ્થો સમક્ષ ભજવી બતાવવાનો અમારો વિચાર છે.

**ત્રીજો બાળક**—બંધુ, એ સત્કાર્યનો આરંભ કરવાનું પ્રયોજન જણાવશો?

**સૂત્રધાર**–બાળકોની બુદ્ધિનો આવા પ્રયોગથી વિકાસ થાય છે. અને આપણો રાષ્ટ્રીયધર્મ પણ પોષાય છે. એ ઉભય કાર્યની સિદ્ધિને અર્થે આપણે આજનો પ્રયોગ શરૂ કરી તેમાં પ્રભુનો આશીર્વાદ માગ્યો છે.

**ત્રણે બાળક**–

( હરિગીત )

કરવા સ્વદેશની સેવના, નિશ્ચય હૃદયમાં છે કર્યો,
ઉત્સાહ અંતરમાં ભર્યો, આ ધર્મયજ્ઞજ આદર્યો.
હિંદુ મુસલમીન પારસી કે, યાહુદીના ભેદ શું ?
એ અંગ એકજ દેહનાં, કરી ઐક્યતા વિજયી થશું.

( સઘળા જાય છે. )

## પ્રવેશ બીજો

( સ્થળ :–મેવાડના એક સુભટનું વિલાસભુવન )

પાત્રો–કિરણસિંહ અને રણધીર નામના પટાવતો

**કિરણ**–ભાઇ રણધીર ! મેવાડના મહારથીઓએ યુદ્ધનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેઓ કાર્યસિદ્ધિની વ્યવસ્થા માટે સિધાવી ગયા છે. રાણાજીને પટાવતોનું અનુમોદન મળશે તો યુદ્ધનો અવશ્ય આરંભ થશે ; અને થોડાજ સમયમાં દુશ્મનોના પ્રબળ પ્રહારથી આ ચિતોડભૂમિના કોટ છેદાશે ; અને આપણી અવદશા અવલોકવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. મોગલોના લાખો મનુષ્યોના લશ્કર સામે થઇ સ્વહસ્તે પ્રાણાર્પણ કરવું એના કરતાં અત્રેથી ભાગી જવું મને વધારે શ્રેયસ્કર લાગે છે.

**રણધીર**–અહો ભાઈ! તારી બુદ્ધિ મને કેવળ બાલિશતા ભરેલી જણાય છે. જે માતાએ આજ પર્યન્ત

આપણું પાળીપોષી રક્ષણ કર્યું, તેના ઉપર જ્યારે સંકટોની વૃષ્ટિ થવાનો પ્રસંગ આવે; ત્યારે તે ભૂમિનો ત્યાગ કરવો એના કરતાં તો મૃત્યુ મને વધારે વહાલું લાગે છે.

**કિરણ-**

(ગઝલ)

કરી સાહસ રણે જઈને નકામો પ્રાણ દે દેવો,
કરીને મૂર્ખતા મરવું કહો એ ન્યાય તે કેવો?
ન એવા મોતની ઇચ્છા નથી એ રાહ પણ ધરવો,
વિચારી લ્યો હજી બાપુ! નથી એ ધર્મ આચરવો.

**રણધીર-**

(ગઝલ)

તજી ધન ધામ દોલત ને તજી મદ મોહ ને માયા.
હજારો વીર ભારતના હરિને મારગે ધાયા;
મુઆ જે દેશને કાજે શહીદ સાચા જ કહેવાયા,
જગત જઈ પુષ્પ પધરાવે ધરેલી ધન્ય તે કાયા.

**કિરણ-**

(રણ મેદાન ચઢયા તો મરવું કે ઇચ્છીત કરવું-એ રાગ)

ભદ્ર દેહ આ વ્યર્થ દઈને કેમ કહો મરવું?
માત પિતા પરિવાર ત્યજી ક્યમ યુદ્ધે સંચરવું?
રણે દુઃખ દોહ્યલાં પડશે નકામો જાન પણ જાશે;
છુટી ધડ શિરથી પડશે બધો પરિવાર રડવડશે.
બાલકના નથી ખેલ યુદ્ધમાં પ્રાણાર્પણ કરવું,
લાભ કહો શું લડી મરવામાં કેમ નહિ ડરવું?
યુદ્ધથી કેમ નહિ ડરવું?

**રણધીર-**

તજી દે બીરુતા બાઇ! જીગરમાં તું ડરે શાને?
રહે દૃઢ દેશઅભિમાને લજાવે કેમ માતાને?

ક્ષાત્રધર્મને તજી કહો શું લ્હાણ કમાવાનું ?
આજ મૃત્યુથી ડરી પછી કાલે મરી જાવાનું.
ભાઇ ! કાલે મરી જાવાનું.

કિરણ–ભાઈ, તારી એવી જ ઇચ્છા છે અને તારૂં હૃદય સાચું દેશભક્ત છે, તો ભલે, પ્રભુ તને એ કાર્યમાં વિજય અર્પો. પરંતુ હું તો તારાથી અને યુદ્ધથી કેવળ વિરક્તજ રહીશ અને મારા ભાવિના ભવિષ્યનો માર્ગ શોધી લઇશ.

( બંને જાય છે. )

## પ્રવેશ ત્રીજો

( સ્થળ–મહારાજા પ્રતાપસિંહની કચેરી. )

પાત્રો–પ્રતાપ અને પટાવતો.

પ્રતાપ–સુભટો ! અને મેવાડ ભૂમિના વીર પુત્રો ! તમારી કસોટીનો પ્રસંગ પ્રભુએ તમારા ભાગ્યમાં નિર્મેલો તે હવે પ્રત્યક્ષ થયો છે. દિલ્હીપતિ તરફથી મેવાડની સ્વતંત્રતાનો ભંગ કરવા તેની સેના પ્રયાણ કરી ચુકી છે. થોડાજ દિવસમાં તેના પ્રહાર ઝીલવાનું માન મેવાડના યોદ્ધાઓ ભોગવવા ભાગ્યશાળી થશે, અને તમારી કીર્તિ દિગંતોમાં ફેલાશે. સ્વતંત્રતા, સ્વધર્મ અને સ્વદેશાભિમાન માટે લડનારા શૂરવીરોનાં નામ ચિત્રગુપ્તને ચોપડે નોંધાશે. વિજય થશે તો મેવાડ સુરક્ષિત રહેશે, ને પરાજય થશે તો સ્વર્ગ મળશે. માટે મારા સુભટો ! તે કાર્યમાં હું તમારો અભિપ્રાય માગું છું.

**પ્રથમ પટાવત-**

( ગઝલ )

ભલે શિર આ છુટે મારૂં ભલે ધનધામ સૌ જાયે,
ભલે અવળી વહે ગંગા છતાં શું ટેક લોપાયે?
વીરોને જન્મ રણ માટે ખરી ક્ષત્રાણીઓ આપે,
અમે ના ચુડીઓ પે'રી રગેરગ વીરતા વ્યાપે.

**બીજો પટાવત-**

( હરિગીત )

આયુષ્ય કહો શા કામનું જો દેશસેવા ના કરી,
ધિક્કાર તેના દેહને હૈયે ન જો હિંમત ભરી.
ના મોક્ષનો અધિકારી તે, રજપુત થઇ ઘેરે મર્યો,
નિષ્ફળ ગયું આયુ બધું એ જન્મ પણ મિથ્યા ધર્યો.

**ત્રીજો પટાવત-**

( તોટક )

જનનીતણું જો નવ દુઃખ હર્યું, જીવીને પછી કાર્ય કહો શું કર્યું?
નવ દેશતણું હિત કાંઇ કરે, ધિક્ તે જન આ જગમાં વિચરે.

**ચોથો પટાવત-**

( હરિગીત )

માતાતણું દૂધ જો પીધું, પછી ના ઉજાળ્યું સર્વથા,
કાયા કહો શા કામની તે જીંદગી પણ છે વૃથા.
દઇને દગો જે દેશને વિશ્વાસઘાતી થાય છે,
પિતૃ બધા તે નીચના નર્કે જ નક્કી જાય છે.

**પાંચમો પટાવત-**

( કુંડળીઓ )

ડરીને દુર્બળ જે બન્યો હારી હૈડે હામ,
કારજ તેણે શું કર્યું ધિક્ એ કુળ તમામ.

ધિક્ એ કુળ તમામ નામ વડીલોનું ખોયું,
નક્કી એ નિમકહરામ,જન્મીને જીવન વગોવ્યું.
જશ ઝળકાવો જરૂર જગતમાં જુદ્ધ કરીને,
ક્ષણભંગુર સંસાર પછી શું કહો ડરીને ?

છઠ્ઠો પટાવત–

(સવૈયા)

દેવભૂમિ મેવાડતણી ત્યાં ભય ભીરુતા ધરવી કેવી ?
યુદ્ધટાણું જો મળ્યું પછી પાછી પાની કરવી કેવી ?
મરવાનો ભય લેશ ન અમને ભલે મોત આજે આવે,
એક ટેકને એક ધર્મ એ કોણ વીરતા વિસરાવે !
રણ આંગણમાં ઝુઝવું મરવું એજ ધર્મને અનુસરો,
મેવાડી વીર વાટ જુઓ શું શસ્ત્ર સજી બસ યુદ્ધ કરો !

છેલ્લો સુભટ–

(હરિગીત)

આખું જગત ડોલી જશે તરવારના ઝણકારથી,
કંપી જશે બ્રહ્માંડ પણ અમ ધનુષ્યના ટંકારથી ;
પત્થર સમાં આ જીગર છે, ભય કે ભીરુતા ત્યાં નથી,
જહ સ્વર્ગને ડોલાવશે મેવાડકેરા મહારથી.
પૃથ્વી રસાતાળે જશે પર્વત હિમાલય ડોલશે,
અવળી ભલે ગંગા વહે કે સૂર્ય શીતળ થઇ જશે ;
સિંહસુત તૃણ ખાતા થશે કદી ધર્મ ઇશ્વર ચૂકશે,
પણ વીર મેવાડી કદીના યુદ્ધથી ભાગી જશે.

**પ્રતાપ**–મારા સાચા સુભટો ! ક્ષાત્રધર્મને છાજે એવોજ વીરતા ભરેલો પ્રત્યુત્તર તમારા તરફથી મેળવવા હું ભાગ્યશાળી થયો છું. તમારા સ્વાર્થત્યાગ અને આત્મભોગથી હું અને મેવાડ આપના સદાના ઋણી

રહીશું. મારી આશિષ છે કે પ્રભુ તમને તમારા કાર્યમાં વિજય પ્રાપ્ત કરાવે.

## પ્રવેશ ચોથો.

( સ્થળ–મેવાડ પાસેના અરણ્યનો એક ભાગ )

### પાત્રો–પ્રતાપ અને ભામાશા

**પ્રતાપ**–( સ્વગત )

( ગઝલ )

લુંટાયું ધન અને લક્ષ્મી, ગઇ સહુ સંપત્તિ મારી :
નથી પરવા જરા તેની મને માતૃભૂમિ પ્યારી.

( હરિગીત )

કિરતાર ! ક્યાં તારી હજી મમ પર કરુણા થાય નહિ :
હદપારનું આ કષ્ટ નયણે આજ અવલોકાય નહિ.

[ પ્રગટ ] પ્રધાનજી, હલદીઘાટના યુદ્ધની ભયાનક હાર પછી મારો ઉત્સાહ કેવળ સુકાઇ ગયો છે. મારા ચિતોડની પરતંત્રતા મને સદા સર્વદા સાલે છે !

**ભામાશા**–મહારાજ ! ભાગ્ય અનુસાર સર્વ ઘટના બને છે, ત્યાં એવો શોક કરવો સર્વથા મિથ્યા છે !

( દ્વારપાળ આવે છે )

**દ્વારપાળ**–(નમન કરીને) મહારાજ ! અકબરશાહનો દૂત દ્વારે આવી ઉભો છે, તે આપની અનુજ્ઞા ઇચ્છે છે.

**પ્રતાપ**–તેને અંદર આવવા દો.

**પ્રતિહાર**–જેવી મહારાજની આજ્ઞા.

( દૂત આવીને નમન કરે છે. )

**દૂત**–દિલ્હીપતિ અકબરશાહે આપના માટે પયગામ મોકલ્યો છે, કે અમને એવા વર્તમાન મળ્યા છે કે આ

અરણ્યમાં તમને અતિશય કષ્ટો વેઠવાં પડે છે, અને તેથી શહેનશાહ અકબરશાહ અતિશય દીલગીર છે, અને હજી પણ સલ્તનતને શરણે આવવાની આપને સૂચના કરે છે.

**પ્રતાપ**–અહો અકબરશાહના પ્રતિનિધિ, તમારા બાદશાહે હજુ રાજપુત્રોના જીવનસંદેશ જોયા નથી. તમારા શાહને મારો સંદેશ કહેજો કે :–

( ગઝલ )

ભલે દુ:ખની પડે વર્ષા ભલે આયુષ્ય પણ ખૂટે ;
હજારો કષ્ટની જ્વાળા જીવન સર્વસ્વને લૂટે,
રહે અસ્થિ સુકાઇને રૂધિર આ દેહનું ખૂટે :
છતાં મારી પ્રતિજ્ઞા તે નહિ છૂટે, નહિ તૂટે !
મળે વૈભવ મને ઝાઝો, મળે જો ઇન્દ્રની ગાદી ;
અગર બેડી પડે કરમાં ગણું એને હું આઝાદી.
મને ત્રણલોકથી પણ આ અધિક મેવાડ છે પ્યારૂં ;
મળે સુરરાયની પદવી, પરંતુ લાત હું મારૂં !

પ્રતાપના દેહમાં હજી રક્તનો સંચાર છે, ત્યાં સુધી તો યુદ્ધ એના જીવનનો શણગાર છે.

( દૂત જાય છે. )

**પ્રતાપ**–( ભામાશાને ) આવા વનવગડાના ભયાનક કષ્ટો વેઠતાં વેઠતાં મારાં ગાત્રો કૃષ થયાં છે, અને હવે હૃદય કંપે છે. તેથી આ ચિતોડભૂમિને છેવટના પ્રણામ કરી કોઇ બીજે દેશ ચાલ્યાં જવું, એ છેવટના નિર્ણય પર હું આવ્યો છું. અને બહુધા આજે રાત્રિએ અત્રેથી પ્રયાણ કરી જવું એવો મેં નિશ્ચય કર્યો છે.

**ભામાશા**–મહારાજ ! આપની શૂરવીરતાનો આમ અકાળે વિલય થાય એના જેવું બીજું મહદ્ દુર્ભાગ્ય કયું હોય ?

**પ્રતાપ**–સત્ય છે. પ્રધાનજી, પરંતુ અત્યારે દ્રવ્યનો પણ અતિશય અભાવ છે અને તેથી સૈનિકોને રજા આપવાનો પ્રસંગ ઉપસ્થિત થશે.

**ભામાશા**–મહારાજ ! તો ભલે; મારા પૂર્વજોએ મેળવેલું દ્રવ્ય આપના ઉપયોગમાં ન આવે તો શા કામનું છે ? એનાથી પચીસ હજાર મનુષ્યોનું સૈન્ય બાર વર્ષ સુધી નિભાવી શકાશે. તે આપનુંજ છે, અને આપને ચરણે ધરૂં છું. સ્વદેશને માટે કૃપા કરી એનો ઉપયોગ કરી મને કૃતકૃત્ય કરો.

**પ્રતાપ**–ધન્ય છે, ભામાશાજી ! આ મેવાડ મારા વડે ઉજ્જ્વળ નથી, તમારા જેવા નરરત્નોથીજ શોભાયમાન છે.

**ભામાશા**–એમ મા બોલો, રાજ ! સેવકને તો આપનો અનુરાગજ પ્રિય છે.

**પ્રતાપ**–પ્રધાનજી, લડાઈની તૈયારી કરો.

**સઘળા**—

( લશ્કરી ઢબનો રાગ. )

આ મેવાડી મહારથીઓ ! સહુ હાથ ધરો હથિયાર;
રણની રમતો રમવી એ વીરતાનો છે શણગાર.
ભયથી નહિ લેશ ડરીને તજવો નથી રે નિરધાર;
બસ શોર કરો શૂરતાથી ભારતનો જયજયકાર !
જ્યાં વીર પૂર્વજો ઝુઝયા બાપારાવળ બળવાન,
ભડક્યા નહિ જે ભીરુતાથી જોદ્ધા મહા ભીમ સમાન.

વીરને પગલે વળીએ ત્યાં ચિંતા અમને ન લગાર
ઓ સિસોદીઆ ! ગજાવો "ભારતનો જયજયકાર!"
ક્ષત્રી તન થઇને કો દી તજીએ જો વૈરે પ્રાણ,
જનુની ઉદરે જન્મ્યા તે નહિ માનવ પણ પાષાણ.
રણમાં રણકાર કરીને લ્યો સ્વર્ગ તણો અધિકાર,
'કર્ણિક'ને હૃદયે ઉછળે "ભારતનો જયજયકાર."
ભારતનો જય જયકાર ! ભારતનો જય જયકાર !*



# દુર્ગાદાસ.

## પ્રવેશ ૧ લો.

**સ્થાન**: દિલ્હીના મહેલમાં સમ્રાટ ઔરંગઝેબનું સભાભુવન.
**સમય**: પ્રભાતના આઠ વાગે.

[ ઔરંગઝેબ બાદશાહ સિંહાસન પર આરૂઢ છે. તેમની ડાબી બાજુએ બિકાનેરનરેશ શ્યામસિંહ અને જમણી તરફ તહબ્બરખાં અને બે સિપાઇ એકાગ્ર ભાવે નીચી નજરે ઉભા છે. સામે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ અને તેનો બંધુ સમરસિંહ ઉભેલા છે. ]

**ઔરંગઝેબ**–દુર્ગાદાસ ! જશવન્તસિંહનું મૃત્યુ એ મોગલ સલ્તનતની કમનશીબી દર્શાવે છે.

**દુર્ગાદાસ**–જહાંપનાહ ! સામ્રાજ્યના શુભ કાર્ય માટે, રાજાની આજ્ઞાનું પાલન કરવા માટે, મરવું એ પ્રજાનું ગૌરવ છે.

---

* માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક

**ઔરંગઝેબ**–તમે બરાબર કહ્યું, દુર્ગાદાસ! જસવન્તસિંહ સિવાય તોફાની કાબુલીઓને બીજું કોણ વશ કરી શકત? તેમનું મારા પર મોટું એહસાન છે. તેનો બદલો આ જીંદગીમાં તો ચૂકાવી શકીશ નહિ. (શ્યામસિંહ તરફ નજર કરી) કેમ ખરૂંને રાજા સાહેબ?

**શ્યામસિંહ**–બેશક!

**સમરસિંહ**–કેમ? જહાંપનાહે તો જશવન્તસિંહના પુત્ર પૃથ્વીસિંહનો જીવ લઈને તેનો બદલો ચૂકાવી આપ્યો!

**ઔરંગઝેબ**–મેં તેનો જીવ લીધો? અયે વીર! તને ભાન છે કે તું કોના પર આ આક્ષેપ મૂકી રહ્યો છે? હું તો પૃથ્વીસિંહને મારા પુત્ર સમાન ચાહતો હતો. મેં મારા હસ્તેજ વિજયી પોષાક તેને પહેરાવ્યો હતો.

**સમરસિંહ**–સામ્રાટ, તે અજ્ઞાન બાળક પણ એમજ સમજતો હતો. બિચારો સહૃદયી બાળક નહોતો જાણતો કે તે પોષાક ઝેરમય હતો.

**શ્યામસિંહ**–સમરસિંહ! તમને કંઈ શુદ્ધ છે કે નહિ કે તમે કોની સાથે વાતચીત કરી રહ્યા છો?

**સમરસિંહ**–જાણું છું રાજા સાહેબ! આપના (સ્વામી) પ્રભુની સાથે; અમારા (સ્વામી) પ્રભુ સાથે નહિ!

(ઔરંગઝેબ કંઇક ચમક્યો. પોતાના મોં પર આવા પ્રકારનું કલંક સાંભળવાનો તેને અભ્યાસ ન હતો. તેનાં ભવાંમાં કરચલીઓ પડી, પણ તત્કાળ તેણે પોતાને સંભાળી લીધો.)

**ઔરંગઝેબ**–કોણ કહે છે કે તે પોષાક ઝેરી હતો?

**સમરસિંહ**-(ક્રોધ સહિત) અનુમાન? પોશાક પહેર્યાં પછી અલ્પ સમય બાદ વિષના વેગવડે તરફડીને બિચારો મરી ગયો. મેં ક્યાં કુંવર પૃથ્વીસિંહનું મૃત્યુ નિહાળ્યું નથી? અનુમાન! તો જશાવન્તસિંહને અફગાનીસ્તાન મોકલી તેની હત્યા કરાવવી એ પણ અનુમાન છે! આજે તેમની રાણી અને નાના કુંવરને દિલ્હીમાંથી જવા ન દેવાં એ પણ અનુમાન છે! તો પછી તમો અનુમાન છો; હું અનુમાન છું; સમ્રાટ ઔરંગજેબ અનુમાન છે, મોગલ સામ્રાજ્ય અનુગાન છે, આ સર્વ વિશ્વ અનુમાન છે! આ અનુમાન નથી, દુર્ગાદાસ! આ તો પ્રત્યક્ષ-ધ્રુવ-સ્થિર છે!

**દુર્ગાદાસ**-ક્રોધને શાંત કરો, બંધુ! યાદ કરો શી પ્રતિજ્ઞા લઈને આવ્યા છીએ?

**સમરસિંહ**-ભલે, હું ચૂપ છું, (બાદશાહ તરફ જોઇ) પરન્તુ એક વાતથી જ્ઞાત કરૂં છું જનાબ! આપ એમ ન સમજશો કે અમે સર્વ દૂધ પીતાં બચ્ચાં છીએ, અને કંઈ-જ સમજતાં નથી; કંઇક તો સમજીએ છીએ.

**દુર્ગાદાસ**-રાજાધિરાજ! મારા બંધુનો સ્વભાવજ જરા કડક છે, માફ કરશો! અમે આજે આપની સેવામાં એક પ્રાર્થના કરવા ઉત્સુક છીએ.

**ઔરંગજેબ**-ઘણી શુભ વાત! કહો!

**શ્યામસિંહ**-કહો દુર્ગાદાસ! ચિંતા શી છે? સમ્રાટ તો ઉદાર છે. તેમણે આપના કટુભાષી બંધુને પણ માફી આપી છે. આપને લીધે ભયનું કંઈજ કારણ નથી.

**દુર્ગાદાસ**—અમારૂં નમ્ર નિવેદન એ છે કે જોધપુરના મહારાજા જશવન્તસિંહનાં વિધવા મહારાણી પોતાના કુંવરને લઇને સ્વરાજ્યમાં જવા ઇચ્છા કરે છે, અને તે માટે સમ્રાટની આજ્ઞાની અપેક્ષા છે.

**ઔરંગ૦**—તેમાં મારી આજ્ઞાની શી જરૂર છે?

**દુર્ગાદાસ**—જહાંપનાહની આજ્ઞાની શી જરૂર છે, તે તો હું પણ ન સમજી શકું એવું છે! કિન્તુ મોગલ સેનાપતિ તહવ્વરખાં હજુર આજ્ઞા વિના મહારાજ્ઞીને અહીંથી ન જવા સૂચવે છે!

**ઔરંગ૦**—(તહવ્વરખાં તરફ જોઇ) શા માટે, તહવ્વરખાં?

**તહવ્વરખાં**—જહાંપનાહની એવીજ આજ્ઞા હું સમજ્યો હતો!

**ઔરંગ૦**—તે તો મેં કહેલું કે જશવન્તસિંહની રાજ્ઞીને અહીંથી જતાં પૂર્વે હું તેમને ખુશ કરવા ઇચ્છું છું. જે મહેરબાનીમાં રાજા જશવન્તસિંહ સાથે કંઇ બાકી નહોતું રાખ્યું, તેજ પ્રમાણે રાણીજી સાથે પણ વ્યક્તભાવ રાખવા નથી ચાહતો! (શ્યામસિંહ તરફ) કેમ ખરૂંને રાજા સાહેબ?

**શ્યામસિંહ**—જહાંપનાહ! આપ તો જશવન્તસિંહના પરિવારપર પ્રથમથીજ અનુગ્રહ દાખવો છો.

**સમરસિંહ**—સમ્રાટ! હવે મારાથી કહ્યા વિના રહેવાતું નથી. આપ એટલીજ કૃપાદૃષ્ટિ કરો કે આપના ખુશ કરવાથી તેઓ વંચિત રહે. આપનાં ભવાંમાં વળ પડવાથી હું કંઇ ડરતો નથી; કેમકે તે ઉપરથી ભાવ મને જ્ઞાત

થાય છે. પણ આપનું હાસ્ય નિશદિન ભયસૂચક હોય છે. સત્ય રીતે બોલીએ તો આપ જસવન્તસિંહનો સર્વ રીતે નાશ ચાહો છો. જે રીતે જશવન્તસિંહનું મૃત્યુ ને તેના જ્યેષ્ઠ પુત્ર પૃથ્વીસિંહનું મૃત્યુ થયું, તેવીજ રીતે રાણી અને કુંવરનું મૃત્યુ ચાહો છો! કહો અમે સર્વ સમજીશું? હું માત્ર આપની પાસે એજ ભિક્ષા માગું છું કે આપ અનુગ્રહ ન કરશો જનાબ! આપ લોકોની શત્રુતા કરતાં મિત્રતા વધારે ભયંકર છે.

દુર્ગાદાસ-બંધુ! શું તમે મારી પ્રાર્થના વ્યર્થ કરવા આવ્યા છો? તમે જાઓ!

સમરસિંહ-જાઉં છું, દુર્ગાદાસ! ફક્ત એકજ બાબત કહીશ! હું એક વાતના જવાબમાં પૂર્વ પુરુષ અકબર કરતાં જનાબપર વધારે શ્રદ્ધા રાખું છું. કેમકે આપ મીઠી છુરી નથી, આપ ચુસ્ત મુસલમાન છો. આપ તેમની માફક વિવાહને બહાને હિંદુઓનું હિંદુપણું નષ્ટ કરતા નથી. સીધી સાફ અને પુરાણી રીતિવડે મુસલમાની ધર્મ સ્થાપવા અને તેનો પ્રચાર કરવા યત્ન કરો છો, તેથી અમે ભય-ભીત બનીશું નહિ! પણ ફક્ત અનુગ્રહ ન કરશો! જે અનુગ્રહ આપે કર્યો છે તેજ પૂરતો છે! હજી સુધી આ-પનો એ અનુગ્રહ અમે સંભાળી શકયા નથી. માફ કરો! હવે વધારે અનુગ્રહની ઇચ્છાએ નથી.

(પ્રસ્થાન)

(તહવ્વરખાંએ આગળ વધી સમરસિંહને રોકવાનો પ્રયત્ન કરવો, પણ ઔરંગજેબની તેમ કરવા મના કરી.)

**ઔરંગજેબ**–દુર્ગાદાસ ! તમારી ખાતર તમારા બદમિજાજ બંધુને ક્ષમા કરી, પરંતુ તમારા બંધુએ એક વાત સત્ય કહી. હું મીઠી છુરી યા ઢોંગી નથી, પણ હું બહાર અને અંદર મુસલમાન છું. તખ્ત પર આરુઢ થયા પૂર્વે ચાહે તે કર્યું હશે, પણ બાદશાહ થયા પછીથી મેં આ ધર્મની ફકીરી ગ્રહણ કરી છે.

**દુર્ગાદાસ**–આ વાત મારા મગજમાં ઘણી સારી રીતે છે જહાંપનાહ ! તે પછી કદાચ આપે ખરાબ વર્તન આચર્યું હશે તો તે નઠારા મનુષ્યો સાથે ! એ તો કંઈ અનુચિત નથી. કદાચ દયાની દૃષ્ટિએ ઉચિત ન ગણાય, પણ નીતિ વિરુદ્ધ તો કદીએ ન કહી શકાય !

**ઔરંગજેબઃ**–આ તમે માનો છો ?

**દુર્ગાદાસ**–માનું છું ! પણ જહાંપનાહ ! મહારાજ જશવન્તસિંહે કદી સંદેહવશ બની આપની ઇચ્છા વિરુદ્ધ કાર્ય કર્યું હોય, તોપણ તેમની વિધવા રાની અને અજ્ઞાન નાનું બચ્ચું, આપની કોપદૃષ્ટિમાં પડવા યોગ્ય નથી ! તેમણે કંઈયે અપરાધ કર્યો નથી !

**ઔરંગજેબઃ**–દુર્ગાદાસ ! હું તેમને દુઃખી કરવા નથી ઇચ્છતો પણ ખૂશ કરવા ચાહું છું !

**શ્યામ**–સમ્રાટ તેઓને ખૂશ કરવા ઇચ્છે છે, દુર્ગાદાસ !

**દુર્ગાદાસ**–સમ્રાટની ઇચ્છા વડે જ્ઞાત થતાં જ મહારાનીની ખુશીનો પાર રહેશે નહિ ! બસ, હવે આજ્ઞા આપો !

**ઔરંગજેબ**–( શ્યામસિંહને ) રાજા સાહેબ ! આપ મ્હારા ખાસ દિવાનખાનામાં બેસો, હું આવું છું !

( શ્યામસિંહનું પ્રસ્થાન )

**ઔરંગજેબ**– દુર્ગાદાસ ! હુ જાણું છું કે તમે માલીકના બેવફા નોકર નથી, તેમજ સલ્તનતના દાવ-પેચોમાં પણ પ્રવીણ છો. તમારાથી ચાલાકી કરવી એ નકામી છે. તો સત્ય વાત સાંભળો. હું જશવન્તસિંહની મહારાની અને કુંવરને પ્રેમપૂર્વક ચાહું છું.

**દુર્ગાદાસ**–એ તો હું પ્રથમથીજ જાણું છું જહાંપનાહ ! પણ તેનું કંઇ પણ કારણ દૃષ્ટિએ પડતું નથી ! મહારાની સ્ત્રી છે અને કુંવર એક દૂધપીતું બચ્ચું છે ! તેને લઇને સમ્રાટ શું કરશે ?

**ઔરંગજેબ**–દુર્ગાદાસ ! કદાચ તમે પણ જ્ઞાત હશો કે હિન્દુસ્તાનનો બાદશાહ પોતાના પ્રત્યેક કાર્યમાં પ્રત્યેકને કારણ દર્શાવવા બંધાયેલ નથી !

**દુર્ગાદાસ**–( જરા વિચાર કરી ) જહાંપનાહ ! મારી પ્રાર્થના તદન નકામી છે ?

**ઔરંગજેબ**–હા ! બીલકુલ નકામી છે !

**દુર્ગાદાસ**–તો પછી મારે કંઈ કહેવાનું પણ નથી !

**ઔરંગજેબ**–તમે જશવન્તસિંહની રાણી અને કુંવરને મને સોંપવા તૈયાર નથી ?

**દુર્ગાદાસ**–જ્યાં સુધી આ દેહમાં જીવ છે ત્યાં સુધી તો નહિ !

**ઔરંગજેબ**–સાંભળો, દુર્ગાદાસ! તમે જશવંતસિંહની રાણી અને કુંવરને મને સુપ્રત કરો ! હું ખૂબ ઇનામ આપીશ !

**દુર્ગાદાસ**–( હાસ્યપૂર્વક ) સમ્રાટ ! હું એવા નીચ દરજ્જાનો મનુષ્ય નથી, કંઈક વિશાળ–ઉચ્ચ દૃષ્ટિવાળો છું. દુર્ગાદાસ જીવનમાં ફક્ત પોતાના કર્ત્તવ્યનેજ ઇષ્ટ માને છે, અને તેને ઓળખે છે. દુર્ગાદાસના દેહમાં જીવ છે ત્યાં સુધી કોઇની શક્તિ નથી કે તેમના સ્વામી જશવંતસિંહના પરિવારના કોઈ મનુષ્યના શરીર પર હાથ લગાડી શકે !

**ઔરંગજેબ**–દુર્ગાદાસના દેહમાં જીવ છે ત્યાં સુધી કદાચ તેમ ન બને, પણ દુર્ગાદાસના મૃત્યુ બાદ તો બની શકશે !

( તહવ્વરખાં આગળ વધે છે. )

**દુર્ગાદાસ**–( મ્યાનમાંથી તરવાર ખેંચી ) ખબરદાર ! તેને માટે તૈયાર થઇનેજ હું આવ્યો છું !

( દુર્ગાદાસ કમરમાં લટકતું બ્યુગલ વગાડે છે. એના અવાજ શ્રવણ થતાંજ તત્કાળ નગ્ન તરવાર સહિત પાંચ રજપુતો દરબારમાં ધસી આવે છે. )

**દુર્ગાદાસ**–આ પાંચ રજપુતો આપે નિહાળ્યા, જહાંપનાહ ! હવે બીજી વખતે પાંચસો રજપુત અહીં હાજર થશે ! વિચારી–સમજીને કાર્ય કરશો.

**ઔરંગજેબ**–જાઓ ! ( સિપાઇઓ સહિત દુર્ગાદાસનું પ્રસ્થાન. )

**ઔરંગજેબ**–( થોડીવાર વિસ્મિત બની ) હું અજ્ઞાત નહોતો કે તમે માલીકના સાચા–બહાદુર–નેક–સરદાર છો પણ આવી હિંમત દર્શાવશો એ તો સ્વપ્ને પણ નહિ ધારેલું ! તહવ્વરખાં !

**તહવ્વરખાં**–ખુદાવિંદ !

**ઔરંગજેબ**–બહાદુર દિલેરખાંને કહો કે અમારી આજ્ઞા છે કે તે અત્યારેજ લશ્કર લઈ જાય અને જશવંતસિંહના કુટુમ્બને કબજે કરી–કેદ કરી લાવે ! જાઓ !

## પ્રવેશ બીજો.

( **સ્થાન**–દિલ્હીના શાહીમહેલમાં બેગમ ગુલનારનું દિવાનખાનું. )

( **સમય**–દ્વિતીય પ્રહર. )

**ગુલનાર**–( દિવાનખાનામાં ફરતાં, સ્વગત ) જોધપુરની મહારાણી ! તેં એક દિવસ ગર્વયુક્ત મને મારે મોઢે મૂલ્ય લઈ ખરીદેલી દાસી-બેગમ કહી હતી. તારા તે ગર્વને આજે મેં ઉતાર્યો કે નહિ ? તારા પતિને કાબુલ મોકલી કતલ કરાવી; તારા મોટા પુત્રને ઝેરથી મરાવ્યો ! હવે તારા સમક્ષ કનિષ્ટ પુત્રને પણ મૃત્યુ સમીપ પહોંચાડીશ ! તને મારા ચરણના ચરણામૃતનું પાન કરાવીશ ! પછી જીવતાંજ દટાવી દઈશ ! જોધપુરના મહારાણી ! તું જાણે છે કે આ ખરીદેલી દાસી–બેગમની તો આ મોગલોની મોટી સલ્તનત પર હકુમત ચાલી રહી છે ! ઔરંગજેબ ! ઔરંગજેબ તો મારા હાથની પુતળી છે–મારી આંગળીના ઈસારે નૃત્ય કરનાર છે ! પણ મનુષ્યો તો અન્ય કંઈ સમજે છે ! આ મનુષ્યોની બેહદ બેવકુફી છે ! નહિ તો આ જશવન્તસિંહની રાણીની અને પુત્રની ઔરંગજેબને શી જરૂર છે ? કોઈ પોતાના મનમાં એક વખત આવો વિચાર સુદ્ધાંએ કરતું નથી !

( ઔરંગજેબનો પ્રવેશ. )

ગુલનાર–કોણ! નામદાર બાદશાહ! બંદગી જહાંપનાહ!

ઔરંગજેબ–ગુલનાર! તું અહીં એકલી?

ગુલનાર–જોધપુરની રાણીની રાહ નિહાળી રહી છું. ક્યાં છે તે?

ઔરંગજેબ–હજુ સુધી પકડી શકાઈ નથી!

ગુલનાર–હજુ સુધી નથી પકડી શક્યા?

ઔરંગજેબ–નહિ! દુર્ગાદાસ તેને સ્વાધીન કરવાની નાખુશી દર્શાવી દરબારમાંથી ચાલ્યો ગયો!

ગુલનાર–જીવતો નાશી ગયો?

ઔરંગજેબ–હા! હા! તેની સાથે લશ્કર હતું!

ગુલનાર–અને આપને ત્યાં લશ્કર ન હતું? ઘણી શરમની વાત છે.

ઔરંગજેબ–પ્યારી—

ગુલનાર–હું આપની કોઈ વાત શ્રવણ કરવા નથી ચાહતી! હું આજ સંધ્યાપૂર્વે જોધપુરની મહારાણીને સ્વાધીન કરવા ચાહું છું!

ઔરંગજેબ–ગુલનાર! મેં રાણીના કુટુંબને ઘેરી લેવા દિલેરખાંને મોકલ્યો છે.

ગુલનાર–સારૂં! સંધ્યા પહેલાં એ મને મળે એ ઇચ્છું છું! યાદ રાખો. ( પ્રસ્થાન )

ઔરંગજેબ–( જતાં જતાં, સ્વગત ) દુર્ગાદાસની કેવી

હિંમત છે ? હજુ સુધી એજ હું વિચારી રહ્યો છું. ભર દરબારમાં મારી સમક્ષ તરવાર ખેંચી, અશ્વ પર આરૂઢ બની ચાલતી પકડી ! આવી હિંમત તો પૂર્વે કોઈની-બલ્કે તેના માલીક જશાવન્તસિંહની પણ નિહાળી નહોતી !*

( ધીમે ધીમે ઔરંગઝેબનું જવું )

*

# આરોગ્યનગર

---

પાત્રો-કોઈ અજાણી છોકરી, પહેરેગીર, અને નગરની છોકરીઓ.

---

[ દશ્ય-આરોગ્યનગરના કિલ્લા બહાર દરવાજા ઉપર પહેરેગીર પહેરો ભરે છે. કોટની સામે એક બાંકડો ગોઠવેલો છે. કોઇ હતાશ થઇ ગયેલી અને લથડિયાં ખાતી અજાણી છોકરી ધીમેથી પ્રવેશે છે, અને થાકી ગયેલી હોવાથી દિવાલની સામેના બાંકડા ઉપર લાંબે પગે સુઇ જાય છે. ઊંઘી જવાનો પ્રયત્ન કરતી હોય તેમ પોતાની સાડીનો છેડો મોં ઉપર ઢાંકે છે. ]

**પહેરેગીર** ( ઈરાદા પૂર્વક )-અંહ !

( પહેરેગીરને જાણુતીજ ન હોય તેમ અજાણી છોકરી બેઠી થાય છે. )

**પહેરેગીર**-( માનપૂર્વક ) આપની ક્ષમા ઈચ્છું છું. આપ અસ્વસ્થ લાગો છો. મારા સરખું કંઈ કામ?

---

* હંસરાજ વી. ભદ્રેશ્વરા.

**અજાણી છોકરી**-( હતાશ સ્વરે ) કંઇ નહિ. આપની સહાનુભૂતિ માટે આભાર માનું છું. હું અહીં થોડો વખત આરામ લઇશ.

( ખુલ્લે મોંએ જોરથી ઉધરસ ખાય છે. )

**પહેરેગીર**-( સખ્તાઇથી ) ફરીથી રખે એમ કરતાં ! નહિ તો મારે તમને કેદખાનામાં મોકલવાં પડશે. નગરના લોકો એ રીતે ઉધરસ ખાય તો તેમને પકડવામાં આવે છે. તમને ખબર છે કે એથી શરીરના ઝેરી જંતુઓ હવામાં ફેલાઇને બીજાને નુકશાન કરે છે? આ રીતે તમારા રૂમાલનો ઉપયોગ કરો. ( કરી બતાવે છે. )

**અજાણી છોકરી**-મારી પાસે રૂમાલ નથી.

**પહેરેગીર**-રૂમાલ નથી ? અરે, તે તો દાતણના જેટલોજ ઉપયોગી છે.

**અજાણી છોકરી**-દાતણ ? મને કંઇ સમજ પડતી નથી.

**પહેરેગીર**-તમે કોઇ દિવસ દાંત સાફ કરતાં હો એમ લાગતું નથી.

**અ૦ છોકરી**-ના, હું મારી આંગળીઓ અથવા માટીથી દાંત સાફ કરૂં છું.

**પહેરેગીર**-તેથી તો દાંતનો ચળકતો રંગ ઉઝરડી જાય. વળી માટીથી શરીર ઉપર થયેલા ઉઝરડા જેમ જતા રહે છે, તેમ દાંત ઉપરથી જતા નથી.

**અ૦ છોકરી**-અરે ! હું થાકી ગઇ છું. મને થોડી ચા કોફી મળી શકશે ?

પહેરેગીર–એથી શો લાભ ?

**અ૦ છોકરી**–શરીરને તાકાત મળે.

**પહેરેગીર**–અરે, ના. આખો દિવસ ચાલીને થાકી ગએલી છોકરીઓને ચા કોફીથી સહેજ પણ ફાયદો નથી. એ વાત ખરી કે એથી શરીરમાં સ્ફુર્તિ આવે, પણ તે થોડા વખત. તમારે તો પુષ્ટિકારક ખોરાકની જરૂર છે. દૂધનો એકાદ પ્યાલો અથવા થોડીક પુરી તમને ઠીક થઇ પડશે. અમારા નગરમાં દરેક ઘેર એ મળી શકે એમ છે. જો તમે એ નગરમાં રહેવા આવો, તો કદી માંદાં પડશો નહિ, તથા વાતવાતમાં થાકી પણ જશો નહિ.

**અ૦ છોકરી**–વાહ, સારા ખોરાકને અને આરોગ્યને શો સંબંધ ?

**પહેરેગીર**–ઘણોજ. અમારા નગરમાં ભાગ્યેજ કોઇ દરદી હોય છે. આરોગ્યના નિયમોનું લોકો સારી રીતે પાલન કરે છે.

**અ૦ છોકરી**–એમ ? તેઓ શું કરે છે ?

**પહેરેગીર**–ઘણી બાબતો. પહેલી વાત તો એજ કે તેઓ સુવાના ઓરડાની બારીઓ ઉઘાડી રાખીને સુવે છે.

**અ૦ છોકરી**–શું કહો છો ? અને રાત્રિની ખરાબ હવાને ઓરડામાં દાખલ થવા દે છે ? તે તો પુષ્કળ ઠંડી હોય છે ! ( ધ્રુજે છે )

**પહેરેગીર**–જો તમે ઠંડીની વાત બાજુએ મૂકો તો રાત્રિની ખરાબ હવા જેવું કંઇ છેજ નહિ. મને લાગે છે

કે તમે પણ જે અજ્ઞાન લોકો મોઢે માથે ઓઢીને સુઇ જાય છે, તેમાંનાંજ એક છો.

**અ૦ છોકરી**-કેમ? હા. હું એમજ કરૂં છું. એમાં અજ્ઞાનતા શી?

**પહેરેગીર**-એજ કે તમે આખી રાત્રિ એકની એક ઝેરી હવા શ્વાસ વાટે લો છો. તમે માંદાં પડો એમાં નવાઈ નથી.

**અ૦ છોકરી**-એ બધું તો ઠીક, પણ રાત્રે મારૂં માથું ઉઘાડું રહેવા દઉં તો જરૂર હું માંદી પડું.

**પહેરેગીર**-મોઢે ઓઢયા વિના પણ માથા ઉપર કપડું વીંટી શકાય છે. પહેલાં કલકત્તાના કારાગૃહમાં ઘણા માણસોને પુરવામાં આવ્યા હતા, અને સવારમાં તેમાંના ઘણાખરા મરણ પામ્યા હતા તે વાત તમે સાંભળી નથી?

**અ૦ છોકરી**-( ગભરાયેલે અવાજે ) ના! એમ કેમ થયું?

**પહેરેગીર**-પુરતી હવાનો અભાવ. એક વખત શ્વાસ વાટે લીધેલી હવા ઝેરી હોય છે. ફરીથી એ ઝેરી હવાનો શ્વાસ લેવામાં આવે તો શરીરને ઝેર ચઢે.

**અ૦ છોકરી**-અરરર! હું ઠંડીથી બરફની પેઠે ઠરી જાઉં, છતાં પણ હવેથી મોઢે માથે ઓઢીશ નહિ.

**પહેરેગીર**-એ બરાબર છે. એમ કરશો તો જરૂર માંદગીના પંજામાંથી મુક્ત થશો. ચાલો, હું તમને કંઈ ખાવાનું આપું.

( દિવાલની અંદરની બાજુએથી આનંદની બૂમો સંભળાય છે.)

અ૦ છોકરી–એ શું ?

પહેરેગીર–આરોગ્યનગરની એ છોકરીઓ છે. દિવાલની ઉપરના ભાગમાંજ તેઓ રમે છે. આ બાંકડા ઉપર ચઢીને જોશો તો તમે એમને જોઇ શકશો. ( બાંકડા ઉપર ઉભા રહેવામાં મદદ કરે છે.)

અ૦ છોકરી–( આતુરતાથી ) તે બધાં બહુ આનંદી અને નિરોગી દેખાય છે. વળી તેઓ પોતાનો સમય બહુ સરસ રીતે ગાળે છે.

પહેરેગીર–તદન સાચી વાત.

( દિવાલની અંદરથી બધી છોકરીઓના અવાજ એકી સાથે સંભળાય છે. " નમસ્તે, નમસ્તે, તમારે અંદર આવવું છે? થોભો, અમે બહાર આવીએ છીએ." પહેરેગીર પાછો પોતાની જગાએ જઇને પહેરો ભરે છે. બધી છોકરીઓ ટોળું વળીને બહાર આવે છે.)

આરોગ્યનગરની છોકરીઓ–અહીં આવીને અમારી સાથે રમો. શું તમે નહિ રમો?

અ૦ છોકરી–અરે, ના! છોકરીઓ માટે રમવું બહુ ખરાબ!

૧લી છોકરી–તમે થાકી ગયાં લાગો છો ! તમારી ઉમ્મર કેટલી? બાર ?

અ૦ છોકરી–ના. પંદર.

૨જી છોકરી–બેન, ઉમ્મરના પ્રમાણમાં તમે નાનાં લાગો છો. કદાચ તમને બરાબર ખાવાનું નહિ મળતું હોય?

૩જી છોકરી–અમારા નગરમાં કેમ રહેવા આવતાં નથી? તમે જલદી સશક્ત અને તંદુરસ્ત થઇ જશો.

**અ૦ છોકરી**-તમને ડર રહેતો નથી કે આ તડકામાં રમવાથી તમારાં શરીર અને ચહેરા ખરાબ થઇ જશે? વળી છોકરીઓએ મજબુત થવું એ પણ ઠીક નથી.

**૨જી છોકરી**-તમારૂં માનવું એવું તો નહિજ હોય કે ચેતનરહિત રહેવામાં સુંદરતા છે. કેમ, ખરૂંને? તડકાનું મોં પણ ન જોયું હોય એવા ગુલાબના છોડ જેવાં તમે દેખાઓ છો!

**૧લી છોકરી**-કદાચ તમે તંદુરસ્ત અને તેજસ્વી થવા કરતાં રોગીલાં અને નિસ્તેજ થવામાં વધારે સુંદરતા માનતાં હશો!

**અ૦ છોકરી**-અરે, ના, ના. તમારામાંજ ખરી સુંદરતા છે.

**૩જી છોકરી**-ત્યારે અમારી સાથે રમવા ચાલો.

(અજાણી છોકરી એકાએક ઉધરસ ખાય છે. બીજી છોકરીઓને તેની પાસેથી એકદમ ખસી જતી જોઇને ચમકે છે. તરતજ પોતાના હાથવડે મોં ઢાંકી દે છે.)

**અ૦ છોકરી**-અરે! હું લાચાર છું.

**૨જી છોકરી**-'હું લાચાર છું' એ બોલવું બહુ સહેલું છે. તમે આરોગ્યનગરના નિયમો પાળી શકશો નહિ.

**૧લી છોકરી**-અમારે તમને બધા નિયમો સંભળાવવા જોઇશે.

**અ૦ છોકરી**-(શરમાઇ ગઇ હોય એમ) કદાચ પહેલેથી કહ્યા હોત તો ઠીક.

**૨જી છોકરી**-સુવાના ઓરડાની બારીઓ ઉઘાડી રહેવા દો, તથા મોઢે માથે ઓઢીને ન સુવો.

આ૦ છોકરી-ઠીક, એ એક નિયમ હું જાણું છું.

૧લી છોકરી-દાતણવડે તમારા દાંત હમેશાં સાફ કરો.

આ૦ છોકરી-વારૂ.

૩જી છોકરી-હાથરૂમાલનો ઉપયોગ કરો. દરરોજ દિવસમાં એક વખત નહાઓ. હમેશાં એક કલાક રમો. ચા કોફી ન પીઓ. હંમેશાં સાદો અને પૌષ્ટિક ખોરાક લ્યો. પુષ્કળ પાણી પીઓ. તમને લાગે છે, કે આ બધા નિયમો તમારાથી પળાશે?

આ૦ છોકરી-તમે પાળી શકો છો તો હું પણ પાળી શકીશ.

૧લી છોકરી-ચાલો, ત્યારે આપણે નાસ્તો કરીએ. તમને બહુ ભૂખ લાગી હશે.* ( સઘળાં જાય છે. )

*

# નારદ અને વાલ્મીકિ.

---

( નારદજી ભજન કરતા કરતા ચાલ્યા જાય છે; ત્યાં સામે એક ભીલને કામઠા ઉપર તીર ચઢાવીને ઉભેલો જુએ છે. ભીલ તીર છોડવાને પ્રયત્ન કરે છે, પણ તીર છુટતું નથી. નારદજી ભીલની નજીક આવી પહોંચે છે. )

ભીલ ( આશ્ચર્ય પામી )-તમે કોણ છો?

નારદજી-હું ભગવાનનું ભજન કરનાર દેવલોકમાં રહેનારો ભક્ત છું.

ભીલ-ભગવાન કોણ? વળી દેવલોક શું છે?

---

* સોમેશ્વર દવે.

નારદજી-જે આખા જગતનું પાલણપોષણ કરે છે, તે ભગવાન; અને પુણ્યકામ કરનારાઓને રહેવાનું ઠેકાણું તે દેવલોક.

ભીલ-ભગવાન શું મારા કરતાં પણ બળવાન છે?

નારદજી-હા, તારા કરતાં ને મારા કરતાં પણ એ મહા બળવાન છે.

ભીલ-મારૂં તીર કેમ છુટી ન શક્યું?

નારદજી-તે મહા બળવાન ભગવાનની મારા ઉપરની દયાથી.

ભીલ-તે ભગવાનની દયા મારા ઉપર કેમ ન હોય?

નારદજી-ભગવાન તો પરમદયાળુ છે. તેની દયા તો પ્રાણીમાત્ર ઉપર વરસી રહેલી છે, તો તારા ઉપર શા માટે ન હોય?

ભીલ-હું મારા કુટુંબના ભરણપોષણ માટે તીર છોડવાને તૈયાર થયો હતો, છતાં તીર કેમ ન છુટયું?

નારદજી-પાપ કરનાર માણસ ઉપર ભગવાન દયા કરતા નથી.

ભીલ-પાપ એટલે શું?

નારદજી-નિર્દોષ પ્રાણીઓને દુ:ખ દેવું તે.

ભીલ-મેં કોઇ પ્રાણીઓને કયાં દુ:ખ દીધું છે?

નારદજી-( આંગળી બતાવતાં ) આ સામે શેના ઢગલા પડેલા છે?

ભીલ-હાડકાંના.

નારદજી-કોનાં હાડકાં?

**ભીલ**–( બતાવે છે. ) આ ઢગલો પક્ષીઓનાં હાડકાંનો છે, આ ઢગલો સસલાં, હરણ અને બીજાં પ્રાણીઓનાં હાડકાંનો છે, અને આ ઢગલો માણસોનાં હાડકાંનો છે.

**નારદજી**–આટલા બધા નિર્દોષ જીવોને તેં માર્યા માટે તને બહુ પાપ લાગેલું છે.

**ભીલ**–જો હું એને ન મારૂં તો મારૂં તથા મારાં માબાપ અને સ્ત્રી છોકરાંઓનું ગુજરાન કેવી રીતે ચાલે ?

**નારદજી**–ગુજરાન ચલાવવા માટે ઝાડનાં ફળ, પાંદડાં અને લાકડાં પુરતાં છે.

**ભીલ**–તો પછી આ તીરકામઠાં શું કામનાં ?

**નારદજી**–જો તને કોઇ મારવા આવે તો તેનો ઉપયોગ કરવો, પણ નિર્દોષને મારવાથી તો બહુ પાપ લાગે છે.

**ભીલ**–મને એકલાનેજ શા માટે પાપ લાગે ? મારાં માબાપ, સ્ત્રી અને છોકરાંને કેમ ન લાગે ?

**નારદજી**–માબાપનું પાલણપોષણ કરવું, સ્ત્રીની સંભાળ રાખવી અને છોકરાંને ઉછેરીને મોટાં કરવાં, એ તો તારી ફરજ છે. નિર્દોષ પ્રાણીઓની હત્યા કર્યા વગર પણ તું તેઓનું ભરણપોષણ કરી શકે તેમ છે.

**ભીલ**–ત્યારે શું મને એકલાનેજ પાપ લાગેલું છે ?

**નારદજી**–હા.

**ભીલ**–તેની શી ખાતરી ?

**નારદજી**–પેલા ( બતાવે છે. ) કુંડમાંથી પાણી પીને આવ, પછી તેની ખાતરી આપીશ.

**ભીલ** ( કુંડમાં જઈ આવ્યા પછી )-મુનિરાજ, હું જેવો કુંડમાં ઉતર્યો, તેવું પાણી તો દૂર દૂર જવા લાગ્યું ! છેવટ હું કુંડની મધ્યમાં ગયો તો પાણી સુકાઈ ગયું, અને અનેક કીડાઓ ખદબદતા દેખાયા!

**નારદજી**-તારાં પાપ એટલાં બધાં વધી ગયાં છે, કે પાણી પણ સુકાઇ ગયું !

**ભીલ** ( ગળગળો થઇ )-મુનિરાજ, મને બચાવો. ( પગે પડે છે )

**નારદજી**-ભગવાનના નામનું સ્મરણ કર, એટલે તારાં પાપ નાશ પામશે.

**ભીલ**-ભગવાનનું નામ શું ?

**નારદજી**-રામ.

**ભીલ**-ઠીક, હું આજ ઠેકાણે "રામ રામ" કરતો બેસું છું. મારાં પાપ નાશ પામે ત્યારે મને ખબર આપજો.

( પછી નારદજી ચાલ્યા જાય છે, અને લાંબે વખતે તેજ સ્થળે આવે છે: તો એક રાફડાની અંદરથી "મરા, મરા"નો અવાજ નીકળતો સાંભળ્યો. નારદજીએ ધૂળ ખસેડી નાખી ભીલને ઉભો કર્યો, અને કહ્યું કે હવે તારાં પાપ નાશ પામ્યાં છે. તું વાલ્મીક-રાફડામાંથી બેઠો થયો માટે આજથી તારૂં નામ વાલ્મીકિ કહેવાશે, અને તું ભગવાનનો મોટો ભકત ગણાઇશ. )

# ભક્ત પ્રહલાદ

## પાત્રો—રાજા હિરણ્યકશ્યપ, તેનો પ્રધાન અને દરબારીઓ.

### પ્રવેશ પહેલો

( સ્થળ—મહારાજા હિરણ્યકશ્યપનો દરબાર. )

**હિરણ્યકશ્યપ**—કહો પ્રધાનજી, મારી આજ્ઞા ઉથાપીને હવે કોઇ પ્રભુનું સ્તવન કરે છે, અને મારી પ્રભુતાને તિરસ્કારે છે? જો હજી પણ પ્રભુનું સ્મરણ કરનાર મૂર્ખજનો જગતમાં વિદ્યમાન હોય તો સત્વર તેમનો શિરચ્છેદ કરો, અને ગામમાં ઢંઢેરો પિટાવો કે દુનિયામાં સાચો દેવ, ખરો ઈશ્વર અને પૃથ્વીનો માલીક હિરણ્યકશ્યપજ છે; માટે સર્વત્ર તેનુંજ ભજન અને કીર્તન થવુંજ જોઇએ.

**પ્રધાનજી**—મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે સમસ્ત સૃષ્ટિમાં પ્રભુભક્તિ કરનારાઓને સંહાર કરવાનું કાર્ય અપૂર્વ વેગથી ચાલુ છે. રામનું નામ લેનાર ફાંસીને લાકડે લટકે છે. લાખો મનુષ્યોનો નાશ થાય છે. અસંખ્ય લોકો કારાગૃહમાં પુરાય છે, અને ભગવાન હિરણ્યકશ્યપનો જયજયકાર વર્તાય છે. પરંતુ મહારાજ, એક મહાન વિઘ્ન આપણા કાર્યમાં ઉપસ્થિત થયું છે. આપનોજ બાળક

**પ્રહલાદ**—

" કહે છે પુકારી વિશ્વને, સૃષ્ટિ પ્રભુએ છે કરી,
વિસરે નિયમ કિરતારના, તેને સજા મળે આકરી.

સત્કર્મ કરવા અવતર્યા, જન હઇ વચન ફિરતારને,
તરવા દુઃખી સંસાર આ, ભજજો શ્રી જગદાધારને.''

આપણે મહારાજની પ્રભુતાના દ્વેષીને દેહાંત દંડની શિક્ષા આપીએ છીએ, અને રાજકુમાર પ્રજાને તેથી અવળે માર્ગે જવા પ્રેરે છે. છતાં તેને શિક્ષા થતી નથી, એથી પ્રજાનો ભય નષ્ટ થાય છે; અને મહારાજની પ્રભુતા પ્રતિદિન ઘટતી જાય છે. એનો ઉપાય કરવો અનિવાર્ય છે, પણ પ્રહલાદ આપના પુત્ર, આપણા સામ્રાજ્યના ભાવિસમ્રાટ, અને પ્રજાના પ્રિયકુમાર, એટલે તેમને શિક્ષા કરતાં મને ભય લાગે છે.

હિરણ્યકશ્યપ-જ્યાં મારો વિજય ડંકો વાગે છે, ત્યાં તમારે ભય રાખવો નકામોજ છે. ન્યાયાસન રાજપુત્રને મૃત્યુદંડ દેવાનું ફરમાવે છે. માટે મારો પુત્ર પણ જો મારી આજ્ઞાની અવગણના કરે, તો તેનો પણ નાશ કરી રાજ્યને સુરક્ષિત કરવું જોઇએ; કારણકેઃ-

''નાનો શશી બીજનો જુઓ, પ્રતિદિવસ વધતો જાય છે,
વડવૃક્ષનું બીજ સૂક્ષ્મ છે, પણ વૃક્ષ જબરૂં થાય છે.
નાનો પરંતુ શત્રુ છે, તેને ન મારો પાળવો,
કોણે કહ્યું કે અગ્નિને લઇ સોડમાં સંતાડવો?

માટે આજને આજ પ્રહલાદનો વિનાશ થાય એવા પ્રયત્નો આદરો, અને રાજગાદીને નિર્ભય કરો.

( પ્રતિહાર સભા વિસર્જન કરે. )

## પ્રવેશ બીજો.

સ્થળ-હિરણ્યકશ્યપના પાટનગર પાસેનું મેદાન.

પાત્રો-નારદઋષિ પોતાના શિષ્યો સાથે પ્રહલાદને મળવા આવે છે.

**નારદ અને તેમના શિષ્યો–**

મન ભજ નારાયણ ભાવે,
મન ભજ નારાયણ ભાવે.
ધન દોલત કશુ કામ ન આવે—મન

**નારદ–**

સમસ્ત દુનિયા પ્રભુની રચેલી,
ને સર્વનો છે, પ્રભુ એક બેલી.
રે માનવી ગર્વ ધરે નકામો,
ને દોષ આપે પ્રભુનેજ સામો.

જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે, ને જગતમાં અધર્મ વર્તાય છે, અને સત્પુરુષો પાપીઓથી પિડાય છે; ત્યારે કોઇપણ મહાબળવાન વ્યક્તિ અવતરે છે, તે દુષ્ટોનો ગર્વ હરે છે, અને જગતમાં ધર્મ ફેલાવે છે. હિરણ્યકશ્યપનો પુત્ર પ્રહલાદ પ્રભુનો પરમ ભક્ત છે, અને ધર્મવૃત્તિમાં અનુરક્ત છે.

**એક શિષ્ય**–ગુરુદેવ, સામેથી જ ભક્ત પ્રહલાદ સર્વ ભક્તમંડળને લઇ અહીં આવતા હોય એમ જણાય છે.

(નારદ અને તેમના શિષ્યો એક બાજુએ જઇ ઉભા રહે છે, પ્રહલાદ અને તેના મિત્રો આવે છે.)

**પ્રહલાદ–**

બાળક હું છું તમારો રે, પ્રભુ પિતાજી, બાળક–
હેત અધિક વધારો રે, પ્રભુ પિતાજી, બાળક–
હું તો તમને ના ભજતો, સારૂં તે ન સમજતો
દુઃખથી પણ મને ન મારો મારો રે......પ્રભુ પિતાજી–
પ્રભુ ! મને બાળક જાણી, હેત હૈયામાં આણી,
મસ્તકપર હાથ ધારો ધારો રે........પ્રભુ પિતાજી–

**નારદ**–( આગળ આવીને ) કલ્યાણ હો ! વત્સ પ્રહલાદ!

**પ્રહલાદ**–ઋષિવર ! વંદન છે ! પ્રભુ ભગવંત ! આપે દર્શન આપી અનુગ્રહ કર્યો ! શા ઉદ્દેશથી આપનું અત્રે આગમન થયું છે ?

**નારદ**–પ્રહલાદજી ! તમારી અસ્ખલિત હરિભક્તિથી સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં તમારી નામના ફેલાએલી છે, એવા બાળકુમારના દર્શનની ઇચ્છાથીજ હું તમારો અતિથિ થયો છું ! પણ પ્રહલાદ, તમે તમારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરો છો, અને સૃષ્ટિનાથને સ્મરો છો, તેથી તમારા પિતા ક્રોધે ભરાશે અને તે તમારી દુર્દશા કરશે.

**પ્રહલાદ**–

બહુ પ્રેમ રાખી સ્મરૂં હું પિતાને,<br>
પછી શરીરે ધરૂં બીક શાને ?<br>
દુઃખ વેઠવાં છે પ્રભુ કાજ મારે,<br>
પછી ડરૂં ના કદી હું લગારે !

ઋષિરાજ ! એજ મારો નિશ્ચય છે. જ્યાં ધર્મ છે, ત્યાંજ વિજય છે. પછી પ્રહલાદ સર્વથા નિર્ભય રહે છે.

**નારદ**–ધન્ય છે પ્રહલાદ ! તારા અડગ ટેકથી હું તને આશિષ આપું છું કે જગતના મહાન પાપી મનુષ્યોનો તારા થકી નાશ થશે, અને આકાશમાં જ્યાંસુધી સુર્યચંદ્ર વિદ્યમાન હશે ત્યાંસુધી તારી અસ્ખલિત કીર્તિ કાયમ રહેશે.

( સઘળા જાય છે. )

**પ્રવેશ ૩ જો.**

( સ્થળ–હિરણ્યકસ્યપનો દરબાર )

પાત્રો–હિરણ્યકસ્યપ, પ્રધાન, પટાવતો અને પ્રહલાદ.

**પ્રધાન**–મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે કુમાર પ્રહલાદ અને તેના અન્ય મિત્રોને પ્રભુનું સ્તવન કરવાના ગુના માટે મેં કારાગૃહવાસ આપ્યો છે. પ્રહલાદકુમાર જગતમાં આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરાવવા અને પરમેશ્વરની પ્રભુતા ફેલાવવા અહર્નિશ યત્નો કરે છે, અને તેના મિત્રો તેને સહાયતા આપે છે.

**હિરણ્યકશ્યપ**–પ્રધાનજી, તેમને અહીં હાજર કરો.

**પ્રધાન**–આજ્ઞા મહારાજની ; પ્રતિહાર! બંદીવાનને મહારાજ સન્મુખ હાજર કરો. મહારાજ સ્વમુખે દુષ્ટોને તેમના દુષ્કૃત્યની શિક્ષા ફરમાવશે.

( પ્રતિહાર પ્રહલાદને અને તેના મિત્રોને હાજર કરે છે. )

**હિરણ્યકશ્યપ**–પ્રહલાદ ! પૃથ્વી ઉપર અત્યારે હિરણ્યકશ્યપનું રાજ્ય વિસ્તરેલું છે. જગતમાં સર્વશ્રેષ્ઠ મનુષ્ય હુંજ છું. મારો તિરસ્કાર કરી પ્રભુનું ભજન કરનારને ભયંકર શિક્ષા કરવામાં આવશે. તમને દેહાંત દંડની શિક્ષા થશે, માટે તમારો ખોટો આગ્રહ તજી દો, અને અનુપમ સુખ આપનારી મારી કૃપા માગી લો.

**પહેલો બંદીવાન**–મહારાજ, જે જગતપિતાએ અમને જન્મ આપ્યો, જેણે આરોગ્ય આપ્યું, અને જે સદા સર્વદા અમારી રક્ષા કરે છે, તે પરમકૃપાળુ પ્રભુનું ભજન ન કરવું એ શું પાપ નથી ?

**હિરણ્યકશ્યપ**–નથી, નથી.

આ પૃથ્વીપર વરસાદથી, ધન ધાન્ય પેદા થાય છે,
વાયુ વહે છે તે વડે, આરોગ્ય પણ જળવાય છે.

પ્રભુ પૃથ્વીને નથી પાળતો, પણ હુંજ પાલક છું ખરો,
મારૂં સ્મરણ કરવું તજી, કયાં વ્યર્થ આવે પરવરો ?

જે જે પ્રભુનું સ્મરણ કરે છે, તે તે સઘળા સ્વહસ્તે-જ મોત માગીને મરે છે.

**બીજો બંદીવાન**–

વાયુ વહે છે વિશ્વમાં, સઘળા જગતને પાળવા,
ને સૃષ્ટિમાં સરિતા વહે, દુનિયાતણાં દુઃખ ટાળવા.
ઊગતાં વનસ્પતિ વૃક્ષ સૌ, જગની ખરાબી ખાળવા,
એવી દયાવાળા વિભુ, તેને ન શું સંભારવા ?

**હિરણ્યકશ્યપ**–

કાં વ્યર્થ હઠ ખોટી ધરો, કીરતારને ભજવાતણી,
પૂજવા નથી પરમેશને, એવી પ્રતિજ્ઞા આપણી.
પૂજશે પ્રભુને પ્રેમથી, શિક્ષા ભયંકર પામશે,
રે દુષ્ટ આ તરવારથી, સૃષ્ટિ સકળ છોડી જશે.

**ત્રીજો બંદીવાન**–

ભલે આ કંઠને કાપો, અગર અન્યાય વરસાવો,
કદી કાયા તણા ટુકડા, કરો તરવાર લઇ આવો.
અટલ શ્રદ્ધા અમારી છે, ચળાવી તે નહિ ચળશે,
ભલે બેડી જડો કરમાં શરીર આ ધૂળમાં મળશે.

**હિરણ્યકશ્યપ**–મારી આજ્ઞાનું અપમાન કરનાર દુષ્ટ જનોને ભયંકરમાં ભયંકર શિક્ષા થાય છે. પ્રધાનજી, આ સઘળા દુષ્ટોને હું દેહાંત દંડની શિક્ષા ફરમાવું છું. પ્રતિહાર, લઇ જાઓ એમને. ( પ્રતિહાર લઇ જાય છે. )

**હિરણ્યકશ્યપ**–( પ્રહલાદને ) પ્રહલાદ, તું મારો પુત્ર થઇને મારી આજ્ઞાને ઉથાપે છે, અને મારા શત્રુને આદર

આપે છે. તારી આવી વર્તણુંકથી મારી પ્રભુતા કમી થાય છે, અને પ્રજા મારી સામે ઉશ્કેરાય છે. કુમાર, આવી રીત-ભાતથી શું તું પણ તારા અન્ય મિત્રો પ્રમાણે શિક્ષાને પાત્ર નથી?

પ્રહ્લાદ-પિતાજી!

આ સૃષ્ટિના સઘળા જીવો, સત્કર્મ કરવા અવતર્યાં,
છે ધન્ય તેના જીવનને, કીરતારને કાજે મર્યાં.
જેના વડે આ વિશ્વનો, વ્યવહાર ચાલ્યો જાય છે,
એ દેવને સંભારવા, તેમાં ગુનો શું થાય છે?

હિરણ્યકશ્યપ-

બળવાન એવો કોણ છે. આખા જગતને પાળશે,
મારા વિના સંસારને નહિ કોઇ પણ સંભાળશે.
હું પૃથ્વીપાલક ભૂપ છું, તું કાં સ્મરે કીરતારને
પ્રભુ શબ્દ ખાલી દંભ છે, દુનિયા પૂજે છે જો મને.
આદર હજી પણ દેવનો, પ્રહ્લાદ! જ્યાં જ્યાં થાય છે.
સત્તા પ્રભુની ભેદવા, ત્યાં સૈન્ય મારૂં જાય છે.
હું જોઉં છું મુજને પછી, કીરતારથી શું થાય છે?
બ્રહ્માંડમાં મારી હવે, વીરહાક જો વર્તાય છે.

પ્રહ્લાદ-

બાપુ! તમે અભિમાનથી, અન્યાય જે જે આદરો,
નિર્દોષનાં હૈડાં ચીરી, દુષ્કૃત્યની અવધિ કરો.
કંઇ પૂર્વના સત્કર્મથી એ પાપ ચાલ્યું જાય છે,
તમ ધર્મનો તપતો રવિ, અન્યાયથી ઢંકાય છે.
સત્કર્મ તમ પુરાં થતાં, શિક્ષા પ્રભુજી આપશે,
ત્યારે કરેલાં કર્મનો, સંતાપ દિલમાં વ્યાપશે.
કીરતાર સઘળા પાપના, રાખે હિસાબો ચોપડે.

દુષ્કર્મ પ્રાણી પૃથ્વીના, નિશ્ચે નરકમાં જઇ પડે.
અન્યાય દુનિયામાં બને, પ્રભુ તે કદી સાંખે નહિ,
સાચી અદાલત ન્યાયની, એ કોઇનું રાખે નહિ.
માટે પિતાજી આપ પણ, આ ગર્વ છોડો સર્વથા,
પ્રભુતા પ્રભુની લોપવા, યત્નો કરો છો તે વૃથા.
માગો ક્ષમા કીરતારની, દુષ્કર્મ કરવાં પરહરો,
દિન ચારની કાયા પિતાજી, પાપથી શાને ભરો?

**હિરણ્યકશ્યપ**–નાદાન પ્રહલાદ !

બેડી જડાવીશ હાથમાં, નાખીશ હું કારાગૃહે,
ઓ મૂર્ખ એ દુઃખ આકરાં, કાં વેઠવાને તું ચહે?
તું પુત્ર થઇ મારો પછી, મમ શત્રુને સ્મરતો ફરે,
હું જોઉં છું શી રીતથી, તારી પ્રભુ રક્ષા કરે.

**પ્રહલાદ**–

બેડી જડાવો હાથમાં, ચાંપો ભલે ધરતી મહીં,
કીરતાર વિણ ખાલી જગા, સંસારમાં જડશે નહિ.
આપો હળાહળ તો ભલે, પણ ટેક હું તોડું નહિ,
પ્યારૂં ભજન કીરતારનું, ક્ષણ એક પણ છોડું નહિ.

**હિરણ્યકશ્યપ**–ઓ દુષ્ટ પ્રહલાદ! આ તારી હઠનું અને મારી આજ્ઞાનો દ્રોહ કર્યાનું પરિણામ તારો દેહાંત છે. આ ન્યાયમંદિર તને પણ એજ શિક્ષા આપે છે.

**પ્રહલાદ**–ભલે પિતાજી, આપ આજે ક્રોધ અને અભિમાનને વશ થઇ મને દેહાંત દંડ આપો છો, પરંતુ પ્રભુના ન્યાયમંદિરમાં મારો, તમારો, અને જગતનો ન્યાય થવાનો છે. પ્રભુના ભક્તનો સાચો ઇન્સાફ તો ત્યાંજ થાય છે. ધન્યભાગ્ય મારાં, કે મૃત્યુથી નહિ પણ ધર્મને અર્થે મારા આયુષ્યનો અંત આવશે.

હિરણ્યકશ્યપ-પ્રહલાદ! એજ તારો નિશ્ચય!

પ્રહલાદ-હા પિતાજી, એજ મારો અંતિમ નિશ્ચય છે.

હિરણ્યકશ્યપ-અરે દુષ્ટ! ભોગવ, ત્યારે તારા કર્મનાં ફળ. પ્રતિહાર, પ્રહલાદને પણ કારાગૃહમાં પુરી રાખો, અને મહારાણીને આજ્ઞા કરો કે તે હળાહળ વિષ આપી પ્રહલાદનો વિનાશ કરે. પ્રતિહાર! સભા વિસર્જન કરો.

પ્રતિહાર-(મોટેથી) સભા વિસર્જન. (બધા જાય છે.)*

# વિષનો પ્યાલો.

—◆—

## પ્રવેશ પહેલો.

પાત્રો-મહારાણી અને તેનો પુત્ર પ્રહલાદ.

—◆—

મહારાણી-અહા! દુર્ભાગ્ય! પતિની આજ્ઞા છે કે કુમાર પ્રહલાદનો ઝેર દઇ મારેજ વધ કરવો! જેને હું મારા પ્રાણથી અધિક પ્રિય જાણું છું તેનોજ વધ કરવાનું મારે હાથે નિયત થએલું હશે! હું મારા પુત્ર પ્રહલાદને શી રીતે વિષ આપું? હરિ! હરિ! આવાં કઠણ દુઃખો પડે છે તે કરતાં મારો નાશ કેમ થતો નથી! આવ એ વજ્ર! મારી છાતી પર પડી તેને ચીરી નાખ. અગ્નિદેવતા! તમે મારા પર ફરી મને ભસ્મીભૂત કરો! જળદેવતા! તમારા પ્રવાહમાં મને ખેંચી જાઓ! ઓ ભૂમિ-

*માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક

દેવી! તુંજ તારૂં ઉદર ફાડી તેમાં આ પાપિણીને જલદી સમાવ. ( રડે છે )

**પ્રહલાદ**–માતા! શોક કરવાનું લેશ પણ પ્રયોજન નથી. ભાગ્યની ગતિ અકળ છે. પ્રભુની ઇચ્છાથીજ સઘળું જગત ચાલે છે. મારા વધનાં તમે માત્ર નિમિત્ત છો! પિતાજીની આજ્ઞાનું તમારે સત્વર પાલન કરવું જોઇએ. લાવો, લાવો, વિષનો પ્યાલી ભરીને મને પાઇ દો, કે મારા જીવનનો પ્રભુને માટે અંત આવી જાય, અને હું જેને ઇચ્છું છું તેની પાસે જવાનો પ્રસંગ જલદી પ્રાપ્ત થાય.

**મહારાણી**–પરંતુ ભાઇ! વિષનું પ્યાલું હાથમાં ધરતાં મારા હાથ કંપે છે, કાયા થરથરે છે, અને નયને અંધારાં વળે છે, હું તને વિષ કેમ આપું? તારૂં મધુર મુખ, અમૃત વરસતી આંખો, અને તારી મનોહર વાણી, પળમાં હું છિન્નભિન્ન કરી તને સદાને માટે સૃષ્ટિમાંથી મોકલી દઉં? પ્રહલાદ! પ્રહલાદ! તું બીજાને માટે નહિ તો મારા પ્રેમને માટે પણ પ્રભુનું ભજન તજી દે, અને મને શોકમુક્ત કરી આનંદયુક્ત બનાવ.

**પ્રહલાદ**–

જીવથી જો પળવાર પણ જગમાં દેહ તજાય,
પ્રભુભજન પ્રહલાદથી તો પણ દૂર ન થાય.

**મહારાણી**–પરંતુ હૃદયથી પ્રભુની ભકિત કરી, બહારથી પિતાને સંતોષવા પ્રયત્નો કરે, અને હરિસ્મરણ ત્યજી દે તો પિતાજી પણ રીઝે, અને પ્રભુ પણ રીઝે. માટે પ્રભુનો જગતને ઉપદેશ કરવો છોડી દે, અને બાહ્ય દેખાવ માટેજ તારા પિતાજીના ચરણમાં તારૂં શિર જોડી દે.

**પ્રહલાદ**-

મારે તો ઉદ્ધારવો છે સઘળો સંસાર,
ચૂકું ધર્મ હું એ કદી તો કોપે કીરતાર.

**મહારાણી**-તો પ્રહલાદ, તારે વિશ્વ પી સૃષ્ટિનો ત્યાગ કરવો પડશે, અને મારે પણ તારા વિયોગથી ઝૂરી મરવું પડશે.

**પ્રહલાદ**-

જીવન પ્રભુચરણે ધરે તે જીવ્યો કહેવાય,
હરિની જેને સહાયતા તેને ના કશું થાય.

**મહારાણી**-પ્રહલાદ ! પ્રહલાદ ! દેહ રહેશે તો જગતનાં સુખ ભોગો સર્વે મળશે. મૃત્યુ થશે તો હૃદયની સર્વ લાલસા હૃદયમાંજ રહી જશે, માટે દેહ જાળવ અને મૃત્યુથી બચી જા. સમસ્ત સૃષ્ટિમાં કાયાથી કાંઈજ શ્રેષ્ઠ નથી, તેથી તેનું જ રક્ષણ કરી લે.

**મહારાણી અને પ્રહલાદ**-

( ગાયન )

**મહારાણી**-

બાપ: તું કાયાથી શ્રેષ્ઠ કાંઇ ધાર મા. (૨)

**પ્રહલાદ**-

ભજો સદા સૃષ્ટિના સ્વામી સંસારમાં-(૨)
અંતે મરી પરલોક જવું છે.
કાયા તજી તારે જુદા થવું છે.
પછી મોહ રાખો ન ખોટા વ્યવહારમાં-(૨)...ભજો

**મહારાણી**-

વૈભવ વિવિધ અહીં વિભુએ સૃજ્યા છે,
કોણે પ્રભુ કાજે તેને તજ્યા છે ?
રાખ નહિ પ્રેમ બાપુ ! ઝાઝો કીરતારમાં-(૨)...બાપ

**પ્રહલાદ–**

ભક્તિ થકી પાપ સઘળાં હણાય છે,
કાયાનું તેથી જરૂર શ્રેય થાય છે.
પછી શાને રહેવું દુઃખભારમાં ?–(૨)...ભજો

**મહારાણી–**

સૃષ્ટિ જુઓ આ આનંદે રમે છે.
તેને તજીને જવું શું ગમે છે ?–(૨)...ભાઈ

**પ્રહલાદ–**

કહો કોણ રહેશે ચિરકાળ આ સંસારમાં ?–(૨)...ભજો

**મહારાણી**–ભાઈ ! આ વિષની પ્યાલી તૈયાર છે, પણ તને આપતાં મારૂં હૃદય ભેદાય છે. તારી આવી ભયાનક હઠથી મારૂં હૃદય આકુળવ્યાકુળ થાય છે.

**પ્રહલાદ**–માતાજી ! તેમાં શોક શા માટે કરો છો ? પ્રભુ જેનો રક્ષણહાર છે, તેજ મનુષ્ય જગતમાં કિસ્મતદાર છે, અને તેજ પુરુષને નિર્ભય બધો સંસાર છે. આ ઝેર હું મારા હાથથીજ પી જાઉં છું, અને લોકોને બતાવું છું કે વિષપાનથી મનુષ્યો સ્વર્ગે જાય છે. ઝેર પીવાથી પ્રભુ-ભક્તની દેહ વજ્ર જેવી અમર થાય છે.

( પ્રહલાદ ઝેર પી જાય છે. )

**મહારાણી**–( તેનો હાથ પકડી રડતાં રડતાં ) બેટા પ્રહલાદ ! શું કરે છે ?

**પ્રહલાદ**–ધૈર્ય રાખો માતાજી ! પ્રહલાદ ધર્મને અનુસરે છે. ( બાકીનું ઝેર પી જાય છે. ઝેર પીધા પછી )

જનમનરંજન, જગદુઃખભંજન, અમરનિરંજન સ્વામી રામ,
ભવભયહારક, જગજનતારક, અધમોદ્ધારક, સ્વામી રામ ;

બહુ સુખકારી, સહુ દુઃખહારી, વિશ્વવિહારી, સ્વામી રામ,
દિલ અભિલાષી, પ્રિય તુજ પ્યાસી, સ્વર્ગનિવાસી સ્વામી રામ.

( આ સાંભળી હિરણ્યકશ્યપ ક્રોધપૂર્વક આવે છે. )

**હિરણ્યકશ્યપ**–( અતિ ક્રોધથી ) એ દુષ્ટ ! દુરાત્મા પ્રહલાદ ! ક્યાં છે તારો રામ ! ભુંડા બાળક ! શા માટે આવા મિથ્યાદંભથી તારૂં જીવન બગાડે છે ? બોલ, શું આ જગ, સ્થળ, મહેલ, મહાલ, સર્વત્ર તારો રામ છે ?

**પ્રહલાદ**–આ વિશ્વ તેનું ધામ છે, સઘળેજ તેનો મુકામ છે.

**હિરણ્યકશ્યપ**– ( પાસેનો સ્થંભ બતાવી ) શું આ સ્થંભમાં પણ તારો રામ છે ?

**પ્રહલાદ**–હા, ત્યાંએ તેનું ધામ છે.

**હિરણ્યકશ્યપ**–( જોરથી તેને લાત મારતાં ) બતાવ ; ક્યાં છે તારો રામ ?

(સ્થંભ ફાટતાં નૃસિંહાવતાર થાય છે. પ્રહલાદ તેમને નમે છે. હિરણ્યકશ્યપ નાસે છે. ભગવાન તેમની પાછળ પડી, ઉમરામાં તેને પકડી છાતી ચીરી મારી નાંખે છે. અને પોતે અંતર્ધ્યાન થાય છે. )

**પ્રહલાદ**–( પિતાના શબ તરફ આંગળી બતાવી )

ભક્તિ પ્રભુની જે કરે, તેને સદા રક્ષે હરિ,
એ વાત નિજ કાયા હણી, તાતે જુઓ સાબીત કરી;

**સર્વ**–

જ્યારે અધર્મે ધર્મની પડતી જગતમાં થાય છે,
રાક્ષસતણી સંસાર પર સત્તા બધે પથરાય છે;
કારાગૃહે કેદી બની કે સત્ય વીર પુરાય છે,
ત્યારેજ ' કર્ણિક ' દેવનો અવતાર જગમાં થાય છે. *



* માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક.

# ઠાકોર અને રંગલો.

## પાત્રો–ઠાકોર–એક ગીરાસદાર; રંગલો–તેનો નોકર.

( ઘણે દિવસે ઠાકોર પરદેશથી પાછા ફરે છે, રંગલો નોકર તેની સામો જાય છે. બંને ભેગા થાય છે. તેથી ખુશી થઇ હળેમળે છે. પછી ઠાકોર રંગલાને ઘરબાર વગેરેના ખબરઅંતર પૂછે છે. )

**ઠાકોર**–કેમ રંગલા, ઘરની શી ખબર છે?

**રંગલો**–સારી ખબર છે, ઠાકોર.

**ઠાકોર**–છે તો સૌ હેમખેમને?

**રંગલો**–( જરા મોળું મોળું બોલે છે. ) હા.

**ઠાકોર**–કેમ જરાક મોળું ભાળે છે? છે તો બધાં હેમખેમને?

**રંગલો**–( અચકાતો બોલે છે ) હા. પ....ણ એક જરા–ક...કહેવાનું છે.

**ઠાકોર**–તું તો બધાં હેમખેમ કહે છે, ને વળી શું કહેવાનું છે?

**રંગલો**–કાંઇ નહિ. ઇ તો આપણો બોચિયો કુતરો મરી ગયો.

**ઠાકોર**–અરરર! બોચિયો કુતરો! મોટો સિંહ જેવો શૂરો, હરણ જેવો ચપળ, હાથી જેવો મસ્ત, અરે! એ મરેજ શેણે?

રંગલો–હા, બાપુ! મરે એવો તો નહોતો, પણ આપણી હરડી ઘોડીનાં હાડકાં કરીને મુઓ!

ઠાકોર–( ચિડાઇને ) અરે બેવકુફ, બોલ્યો શું ? ઘોડીને વળી શું થયું ?

રંગલો–ઘોડી બિચારી મરી ગઈ.

ઠાકોર–અરે! તું તો જરાક કે'તો હતો, ને વળી આ બધું ક્યાંથી નીકળ્યું! બોલ તો ખરો કે તે પંચકલ્યાણી, રેવાલ ચાલનારી, કુંકે ગાઉ દોડનારી મારી વહાલી હરડી શાથી મુઈ ?

રંગલો–ઠાકોર, એમાં કાંઈ મનમાં ન લગાડવું. જેવી ઇશ્વરની મરજી. ઘોડી તો ખડ ને ચંદી વિના મરી ગઇ.

ઠાકોર–અરે મૂર્ખા! ખડની ગંજીઓ ને ચંદીના કોઠાર ભરી મૂક્યા હતા, તે ક્યાં ગયા ?

રંગલો–ઠાકોર, ઇ તો આઈમાના કારજમાં વપરાઇ ગયા.

ઠાકોર–અરે! આતો શો ગજબ! આઇમા મુવાં ? મારા ઘરનું નાક! સુખનું કારણ ને દુઃખનો વિસામો. એને તે શું થયું ?

રંગલો–આઈમા તો કુંવરના દુઃખે મુવાં.

ઠાકોર–એલા ગમાર, કુંવરનું એવડું દુઃખ તે કેટલું કે સમુળગાં પોતેજ મુવાં ?

રંગલો–કુંવરનું દુઃખ કાંઇ થોડું કહેવાય! આઇમા તો એની પાછળ ઝૂરી ઝૂરીને મરી ગયાં.

ઠાકોર–હાય, હાય! મારો કુળદીપક કુંવર મરી ગયો, કહે તે શી રાતે મુવો ?

રંગલો-બાપુ, કુંવર તો ધાવણ વગર મુવા.

ઠાકોર-અરે મોકણીયા, ભસતો ખરો, ઠકરાણીએ ધવરાવ્યો નહિ તેથી મુવો?

રંગલો-બાપુ, ઠકરાણાં હોય ત્યારે ને, એતો સૌ પહેલાં મુવાં.

ઠાકોર-તે શાથી મુવાં?

રંગલો-આ કોગળિયું થયું, તે મરી ગયાં.

ઠાકોર-અરેરે! આ તો કોઈ ન રહ્યું. ત્યારે હવે ઘર કોણ સંભાળતું હશે?

રંગલો-બાપુ, ઘર સાચવવા જેવું નથી રહ્યું. એ તો એક દી લાલબાઈએ સરખું કરી નાંખ્યું છે!

ઠાકોર-અરે પ્રભુ! અરે રામ! ગજબ થયો.

(દીલગીર થઇ પોક પોક રડે છે. નોકર છાના રાખે છે.) *

# બુટની કહાણી.

(એક ખાટલામાં ભિખારીદાસ ચકચકતા બુટ પહેરી બેઠા છે. તેના પિતા શાન્તિદાસ હાથમાં રૂપાની નેહચાળો હુંકો ઝાલી ગુડગુડ કરતા હતા. બીજા થોડા પાટીદાર તથા ગામલોકો પણ ત્યાં બેઠા બેઠા વાતો કરતા હતા.)

**પહેલો પટેલ**-ભિખાભાઇ, મેંમઇ આ આપડા ગામ જેવું હશે?

* ગિજુભાઇ

**બીજો પટેલ**-( બોલી ઉઠયો ) બેહો બેહો મારા ભઈ, મેં મઈ તે વરી આવું હાતું હશે? તાં તો ઘરેય મોટાં, મણીશે મોટાં, રસ્તાએ મોટા, ને દીવાએ મોટા ! તાંના દીવા એવા કે બોરિયું દાબે, ને ઝબક દઈને દીવો થાય! લોઢાને જરાક મચડે, કે પાણીની મોટી ધાર થાય! મારે કચારીમાં કામ અતુ, તેથી હું તાં જ્યોતો. કચારીમાં આપણા હમાર જેવો-એક મોટો હમાર ઉંચે બાંધેલો, ને તેની નેંચે ખુરહીઓમાં ઉઘાડાં માથાં કરીને ચેટલાક બેઠેલા! ઉંચે જોયું તો મોટું સેંધાસન ! તેના ઉપર કાળાં લુગડાં ને ઉઘાડું માથું કરી સાબ ઉંધું ઘાલી લખતાતા. ત્યારે હેં ભિખાભાઈ, એ શું હશે ?

( એવામાં વનમાળીદાસ આવે છે. )

**વનમાળી**-બાપા, નવરાશે આપણું ખાતું આંખ તળે કાઢો તો ઠીક.

**શાન્તિદાસ**-કેમ વારૂ ?

**વનમાળી**-આંકડો જરા વધતો જાય છે, તે તમને ખબર હશે.

**શાંતિદાસ**-લીધું વ્રત પુરૂં કરવું જોઇએ. છોકરાંને મુંબઈ મોકલતા પહેલાં શી રીતે હતું ?

**વનમાળી**-ત્યારે તો ઉલટા તમારા સો પચાસ લેણા રહેતા.

( પાંચ માચીઓ આવે છે. )

**માચીઓ**-બાપા, હવે તો બહુ થયું. હવે તો ખમા કરો તો સારૂં.

**શાંતિદાસ**–શું છે? વાતતો કહો. અલ્યા સોમલા, તું વાત કહે. તમારે શું જોઈએ છીએ, ને તમારે શું દુઃખ છે?

**સોમલો**–દુઃખ તો ઘણું છે. વગર વાંકે મરી જઈએ છીએ. બાપા, ઉપાય કરો તો થાય. નહિ તો એકે ઉપાય નથી, ને અમારે જીવ્યાનો આરો નથી.

**શાંતિદાસ**–કરાર શે તું બોલ. જો મારાથી બનશે, તો હું જરૂર કરીશ.

**સોમલો**–બાપા, દુઃખ તો બહુજ છે. જુઓ, આપડા ગામમાં મોચીનાં વીસ ઘરાં છે. તે તમારે શરણે પડયાં છીએ. અમે આજ લગી ગામલોકના જોડા ને કોસ શીવતા, ને અમારો ગુજારો કરતા. પણ આ બે વરસથી અમારૂં પુરૂં થતું નથી, ને છોકરાં ભૂખે મરે છે. આ ભિખો બાપો જ્યારથી મુંબઈ ગયા, ત્યારથી અમારા દુઃખનું મંડાણ મંડાયું. એ એક વિલાયતી બુટની જોડ લાવેલા, તે વખતે અમને લાગ્યું ઠીક છે. એમાં તે શું માંડી? પણ હવે તો તમનું જોઈ આખા ગામમાં લગભગ અઢી ચારસેં પાંચસેં વિલાયતી બુટની જોડ આવે છે. અમે વરસમાં સોસો જોડા શીવીએ એટલે મજુરીના ૫૦ થી ૭૫ રૂપીઆ કમાઈએ. ને અમારા દસબાર ઘરનો નિભાવ તેથી થતો, હવે તો આ બુટ આવ્યા. એટલે તે જોડા ખપતા નથી. હવે થોડા દહાડામાં અહીંનાં બૈરાં પણ આ જોઈને પારસણોની પેઠે જોડીઓ મૂકી બુટ પહેરશે, તો અમારી રોજી સાથે

લાગી જશે ને અમારાં છોકરાં પણ ભૂખથી ટળવળશે. શું કરીએ બાપા? અમદાવાદ કે બીજા આપણા કોઈ ગામના બુટ હોત, તો તો અમારામાંથી કોઈ ત્યાં જઈ શીખી આવત, અથવા ન શીખત તો અમે ભૂખે મરત, પણ અમારી નાતવાળો કમાય છે, ને આપણા દેશમાં પૈસા રહે છે, એમેય મન વાળત. પણ આતો વિલાયતી બુટ, એટલે અમારો એકેય ઉપાય નથી. જો આમને આમ ચાલશે તો બધાંય મરી પરવારીશું.

**ભિખારીદાસ**–કેવા બેવકુફ લોક છો! તમારે વાસ્તે શું અમે બુટ નહિ પહેરીએ? માણુસને ગમે તે પહેરવાની છુટ છે. સાહેબ લોકો બુટ પહેરે છે. મુંબઇમાં ઘણી વસ્તી બુટ પહેરે છે. તે સૌ ગાંડા લોક હશે? બેવકુફ, લુચ્ચા લોક!

**સોમલો**–ગાંડા કે ઘેલા. પણ ભૂખે મરીએ ત્યારે શું કરીએ?

**ભિખારીદાસ**–ભૂખે મરો છો તેમાં કોનો વાંક છે? બીજો ધંધો કરો.

**સોમલો**–અમે મોચી તે બીજો ધંધો શું કરીએ?

**ભિખારીદાસ**–દુનિયામાં ઘણા ધંધા છે, ગમે તે કરો.

**સોમલો**–શું અમે કુંભારનું, દરજીનું, લવારનું, સોનીનું કે હજામનું કરીએ? કહો ભિખા બાપા?

**ભિખારીદાસ**–ત્યારે મજુરી કરો. મજુરીમાં શું આવડવું છે? તેમ છતાં પુરૂં ન થાય, તો પરગામ જઈ વસો.

**સોમલો**-આ ગામમાં અમારી વીસ પેઢી થઇ, ને હવે ઘરબાર મૂકીને કયાં જઇએ? બાપા! આટલું બધું કરવાનું અમને કહો છો, પણ તમેજ જો વિલાયતી બુટ ન પહેરો, તો શું સત્યાનાશ વળી જાય? મોચી મજુરી કરે, બીજો ધંધો કરે, ગામ છોડી જાય, તે કરતાં ભિખાભા વિલાયતી બુટ ન પહેરે તો શું બગડી જાય?

**શાંતિદાસ**-ભિખા, તું છાનો રહે. આ મોચી કહે છે, તે વાત જાણવા જેવી છે. છોકરવાદી કરી એને તરછોડીશ નહિ. ( જગજીવનદાસ આવે છે )

**જગજીવન**-આ શી ભાંજગડ ચાલે છે?

**શાંતિદાસ**-મોચી રાડ પાડતા આવ્યા છે, કે ગામમાં વિલાયતી બુટ આવ્યા તેથી અમે બધા ભૂખે મરીએ છીએ.

**જગજીવન**-હા, મોચી મને પણ કહેતા હતા, ને બીજાં વસવાયાં પણ બૂમો પાડે છે. પુંજીઓ કુંભાર ને પસવો દરજી આ સાલ મોચીઓની ઘરાકી ના ચાલી એમ બબડતા હતા; માટે આપણે પંચ મળીને વિચાર કરીએ તો સારૂં.

**શાંતિદાસ**-કહો તો કાલે બધા ભેગા મળીએ.

**જગજીવન**-અરે! કાલ શું કરવી છે? આ આટલા છે, ને બીજાંને બોલાવીએ. જા, અલ્યા શિવારાત, બધાંને બોલાવી લાવ.

( થોડીવારમાં બીજાને તેડી શિવો આવે છે. )

( બધા જરા પહોળા થઇને બેઠા, ત્યાર પછી ભિખારીદાસ હાથમાં મોટી ચોપડી લઇ ભાષણ કરવા ઉભો થાય છે.)

**ભિખારીદાસ**-ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, ને મુરબ્બીઓ!

**શાંતિદાસ ને બીજા**-બેસ, બેસ, તું ભણી આવ્યો તે જાણ્યું. જવા દે તારૂં ટાયલું. આ મોટું થોથું બગલમાં મારીને ઉભા થયા! હજુ તો અમારૂં ખરચ ખાય છે. જ્યારે બે પૈસા કમાય, ને દુનિયા કેમ ચાલે છે, તે સમજે ત્યારે તારૂં ભાષણ બહાર કાઢજે.

**જગજીવન**-આ બુટની મહોકાણે આઠ દશ મોચીના ઘરનો ધંધો બંધ પાડયો છે, ને તેઓ મરવા પડયા છે. મોચી નરમ થયા, એટલે તેમની ઘરાકીવાળા કુંભાર, દરજી, વગેરે પણ નરમ થયા છે. અમારા જેવા શાહુકારના પૈસા પણ ઘલાવા બેઠા છે, અને આ રીતે આખા ગામને પણ ધોકો લાગ્યો છે. કોઈએ એમ ન સમજવું કે એમાં મારે શી લેવાદેવા છે. બધાનું સારૂં હોય તો આપણે પણ સારૂં, ને નરસું હોય તો આપણે પણ નરસું. હું અમદાવાદ ગયો હતો, ત્યાં પણ આવાં ને આવાં રોદણાં છે. વિલાયતી ચીજોને લઈને સોની, લવાર વગેરે કારીગરના ધંધા બંધ પડયા છે. વિલાયતી કાપડ કરોડો રૂપીઆનું આવે છે; તેથી આપણા સાળવી, વણકર, છીપા વગેરેનો ધંધો ગયો છે. વિલાયતી કપડાંના વપરાશથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે, પણ કારીગર તથા વેપારીને પરદેશી માલથી અથાગ નુકસાન થયું છે. માટે આપણે આ સંબંધી કંઈક ઠરાવ કરીએ તો ઠીક.

**શાન્તિદાસ**-શો ઠરાવ?

**જગજીવન**–હાલ તો એટલુંજ કરો કે ગામમાં વિલ યતી તો શું પણ પરગામનો પણ બુટ કોઈ ન પહેરે એટલું થાય તો મોચીનું દુઃખ ટળે.

**શાન્તિદાસ**–કેમ ભવાનીદાસભાઈ, શું ધાર્યું ?

**ભવાનીદાસ**–હા, હા, સો ફેરા એવો બંદોબસ્ત કરવો જોઈએ.

**તુલસીદાસ**–આપણે પણ સો ફેરા કબુલ.

**જુગલદાસ**–વારૂ, બૈરાંને ઘેર પૂછ્યું છે ? છોકરાં ઘેર કંકાસ કરશે, તો તેમની માચો તેમની વ્હારે ધાશે તેનું શું કરશો ?

**શાન્તિદાસ**–છોકરાં ને તેમની માચો ઝખ મારે છે.

**બધા**–વાહ, વાહ, બાપા, વાહવાહ !

( રેવાશંકર ગોર ઉભા થાય છે. ગજવામાંથી તુલસી કાઢી બધાંને આપે છે. )

**રેવાશંકર**–બોલો, પરદેશી બુટ લાવીએ તો અમારા ધર્મના સોગન છે.

( સો બોલે છે ને તુલસી ખાય છે. )

**બારોટ**–શાન્તિબાપા,ઠીક કરી.ગામમાં આગેવાન હો તો તમારા જેવાજ હોજો. તમે ગામનું દુઃખ ટાળ્યું છે. તમારા ઘરનો ધર્મ જગ જાણે છે. તમોએ આપણા ગામનું દેશનું અભિમાન ધરી, અઢારે વર્ણનાં તેજ ને ઇજત રાખ્યાં છે. તમારા વંશમાં તમારા જેવા કુળદીવા ઘણા થજો, ઇશ્વિર તેમને તમારા જેવી સદ્દબુદ્ધિ આપજો.*

( સૌ જાય છે. )

* દિ. બા. અંબાલાલ સાકરલાલ.

# તીજની સાડી

'ના, ના, હું તો સાડી કદીપણ લઈશ નહિ.' ચાદ પંદર વર્ષની સુમતિએ સાડી ભોંયપર નાખી દેતાં પોતાના પતિને કહ્યું.

**નંદકિશોર**–( આશ્ચર્ય પામીને ) કેમ, કેમ, એમાં શી ખામી છે? જેવી સાડી લાવવાનું તેં મને કહ્યું હતું, બરાબર તેવીજ લાવ્યો છું.

**સુમતિ**–મારે જેવી જોઇતી હતી તેવી તે નથી.

**નંદકિશોર**–હું તો માનું છું, કે તારા કહેવા પ્રમાણેનીજ છે. હવે તું નકામું બહાનું કાઢે છે. પણ ઠીક, બતાવ તો ખરી એમાં શો દોષ છે?

**સુમતિ**–નહિ કેમ? મોટો દોષ છે. મેં તો કહ્યું હતું, કે સાડી સ્વદેશી નહિ હશે, તો નહિં લઉં, અને આ તો વિદેશી છે! અંતર તો માત્ર આભ અને જમીન જેટલુંજ; કંઈ વધારે નથી! તમેજ કહો, હવે હું એને કેવી રીતે લઈ શકું?

**નંદકિશોર**–પણ, આ સાડી તો જાપાનની બનાવટ છે, જરા આંખ ઉઘાડીને છાપ તો જો.

**સુમતિ**–અરે! શું જાપાન કાંઇ આપણા દેશમાં છે? આપ જાપાની વસ્તુઓને સ્વદેશી કેવી રીતે કહી શકશો?

**નંદકિશોર**–બેશક, જાપાન આપણા દેશમાં તો નથી, તો પણ આજકાલ સ્વદેશી વસ્તુઓમાં જાપાની બનાવટનો પણ સમાવેશ કરી દેવામાં આવ્યો છે, અને સ્વદેશી

માલની દુકાનોપર પણ જાપાની માલ સારી પેઠે વેચાઇ રહ્યો છે.

**સુમતિ**–શું એટલા માટેજ જાપાની ચીજો ખરીદી લેવી જોઈએ ?

**નંદકિશોર**–તો એમાં વાંધો પણ શો ? જ્યારે સઘળાજ લોકો એ લઈ રહ્યા છે, તો પછી હું પણ લઉં એમાં શી હરકત ?

**સુમતિ**–એનો અર્થ તો એવો નીકળે છે, કે બીજા લોકો કુવામાં પડે, તો પછી આપણે શા માટે નહિ પડવું ? કેમ એમજને ?

**નંદકિશોર**–તારી વાતોના અર્થ તો તુંજ જાણે, હું તો એટલો મોટો પંડિત નથી, કે જેથી જાપાનની વસ્તુઓ લેવી અને કુવામાં પડવું, એ બન્ને સરખાં સમજી શકું.

**સુમતિ**–ઠીક, ત્યારે હું પૂછું છું, કે જાપાનીઓ જમશે એટલે શું આપણું પેટ ભરાઈ જશે ? જ્યારે આ દેશમાં પ્લેગ ચાલતો હશે, ત્યારે શું આપણે બદલે તેઓ અહીં મરવાને આવશે ? અને આજકાલ દુકાળ પડી રહ્યો છે, ત્યારે જોઈએ છીએ કે જાપાનના ભંડારમાંથી કેટલાં ખેરાતી વહાણો અનાજપાણી લઇને અહીં દોડયાં આવે છે ?

**નંદકિશોર**–ના, ના, એવું તે વળી કોણ હશે કે પારકી પીડા વ્હોરી લે ? એમાંની તો દરેકે દરેક વાત અશકયજ છે.

**સુમતિ**–તો પછી જાપાની વસ્તુઓને સ્વદેશી કેમ સમજવી ?

નંદકિશોર—એવું હું ક્યારે કહું છું, કે જાપાની માલને સ્વદેશી ગણુવો?

સુમતિ—તો પછી આ સાડી હું કેવી રીતે લઈ શકું? શા માટે તમે એ લઈ આવ્યા?

નંદકિશોર—અરે! તું સમજી નહિ. મારી કહેવાની મતલબ એવી છે, કે જાપાની વસ્તુઓ જો કે આપણા દેશમાં તો નથીજ બનેલી, તો પણ તે દેશ એશિયાખંડ-માંનો અને આપણા નજીકનો હોવાથી તેને સ્વદેશી સમાન સ્થાન આપવું જોઈએ.

સુમતિ—કેમ? શા માટે?

નંદકિશોર-એટલા માટે કે જો આપણે જાપાની વસ્તુઓ તરફ સ્વદેશી જેવો પ્રેમ ધરાવીએ, તો આશા છે કે જાપાની લોકો પણ આપણને ઘણી ઘણી મદદ કરે, અને આપણા ઉપર પ્રેમ રાખે.

સુમતિ—હાય રે! આશા! તારૂં સત્યાનાશ જાય!! વરસોનાં વરસોથી તું એ વિચારોને પકડી રહી છે, ને ઠોકરો ખમતી આવી છે, હવે તો એને જરા છોડ!

નંદકિશોર—કેમ, કેમ, જાપાનના તરફથી શું હિતની આશા નહિ રાખી શકાય?

સુમતિ—(હસતાં હસતાં) આપને ખબર છે ને? **स्वार्थातुराणां न च बंधुमित्रै** (સ્વાર્થીઓને કોઈ પણ બંધુ કે મિત્ર હોતોજ નથી.) જે જાપાને પોતાના પાડોશી,

પોતાનાજ ધર્મવાળા, અને વળી દુઃખમાં આવી પડેલા ચીન અને કોરીઆ તરફ જરા પણ રહેમ બતાવી નથી, તે જાપાન ઉપર તે વિશ્વાસ કેમ રખાય?

નંદકિશોર-(વિચારમાં પડી ગયા જેવો થઈ) હા, તારી વાત કંઇક બરાબર લાગે છે ખરી, પરંતુ હાલ થોડો વખત જાપાની ચીજ લઇએ તેમાં ખાસ વાંધા જેવું નથી. કારણ કે જ્યારે જરૂર પડશે ત્યારે તેનો પણ ત્યાગ કરી શકીશું.

સુમતિ-જ્યારે એવો વખત આવશે, ત્યારે તમે તેને છોડી નહિ શકો; કારણ કે હમણાં તો સ્વદેશી બજાર આપણા લોકના હાથમાં છે, પણ તે જલદીજ જાપાની લોકના હાથમાં જઈ પડવાની બીક રહે છે. જુઓને આ લડાઈ પછી હિંદુસ્તાનમાં પોતાનો માલ ઘુસાડવા અને વેપાર હસ્તગત કરી લેવા તેઓ કેવા મંડી પડયા છે? માટે અત્યારથીજ સાવધ રહેવું જોઇએ, અને હિંદ, બ્રહ્મદેશ અને લંકાના માલનેજ સ્વદેશી સમજવો જોઈએ.

નંદકિશોર-(હસીને) અને જે વસ્તુઓ ન મળે, તેનું શું કરવું?

સુમતિ-આ સમયે જીવન નિભાવની કોઇપણ આવશ્યક વસ્તુઓ એવી નથી, કે જે સ્વદેશી નહિ મળી શકે; અલબત તે કદાચ બહુ સુંદર ન હશે, તે કબુલ, પણ ગમે તેવાં ગાંડાં ઘેલાં પણ માનાં જણ્યાં હોય, તે કંઈ ફેંકી દઇએ છીએ?

નંદકિશોર-(જરા હસીને બોલ્યો) ઠીક ત્યારે, હું તારાથી હાર્યો, પણ જરા કહે તો ખરી કે તેં આ વાત ક્યાંથી સાંભળી હતી, વારૂ ?

સુમતિ-કાલે દાદાજીએ મોટાભાઇ પાસે દેશી સાડીઓ મંગાવી હતી, પણ તે જાપાની ઉઠાવી લાવ્યા હતા. આથી તેઓ ઘણાજ નારાજ થયા હતા, અને બધી સાડી પાછી મોકલી દીધી હતી. તેમણે કલાકો સુધી તેમને એ વાતની સમજણ આપી હતી, અને અંતે ભાઇના ધ્યાનમાં તે વાત ઉતરી પણ ગઇ હતી.

નંદકિશોર-(હસીને) અને આજે સુમતિની વાત મને પણ ગળે ઉતરી ગઇ.

(એટલું કહીને તે સાડી બદલાવવા બજારમાં ચાલ્યો ગયો, અને આ વખતે તો ખાસ સ્વદેશીજ સાડી લઇ આવ્યો.)

[સુમતિએ નંદકિશોરના હાથમાંથી સાડી ઉપાડી લીધી, અને સારી પેઠે તપાસી જોયા પછી તેને પોતાના માથા ઉપર મૂકતાં મૂકતાં]

**સુમતિ-'આવો. સ્વદેશી સાડી બાઇ ! મારા પવિત્ર દેશમાં ગરીબ કારીગરોને હાથે બનેલી મારી વહાલી સાડી ! આવ. પ્રથમ તો તને મારે મસ્તકે ચઢાવું; પછી કાલે તો 'તીજ' છે, એટલે પહેરીજ લઇશ.'***

❋

---

*કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.

# રાષ્ટ્રધ્વજ.

## પ્રવેશ ૧લો.

### પાત્રો–કુરોકી–જાપાની સેનાધિપતિ, ઓકુ–એક ટુકડીનો કમાન, યુત્સુ–બહાદુર સિપાઇ.

( વિશાળ મેદાનમાં સઘળા ઉભા છે. )

જનરલ કુરોકીએ પૂછયું:–હાં, વાત શી છે યુત્સુ?

**યુત્સુ**–આજ પ્રાતઃકાળમાં લગભગ ૪ાા–પ વાગે એકાએક આશરે બસો રૂસી સૈનિકોએ અમારાપર હુમલો કર્યો.

**કુરોકી**–તમે તો દક્ષિણ દિશાને થાણે હતાને?

**યુત્સુ**–જી, હા; પણ અમે ૫૦ હતા અને શત્રુ ૨૦૦ હતા, છતાં અમે મોરચો બાંધીને લડાઈ શરૂ કરી દીધી.

**કુરોકી**–પણ મદદ તો ગઈ હતી, થયું શું?

**યુત્સુ**–થાય શું? જીત અમારી થઇ. પણ અમારા વિજયી કપ્તાન શત્રુઓના હાથમાં સપડાઇ ગયા, અને મદદ આવી પહોંચતાં સુધીમાં અમારા પચાસ સાથીઓ-માંથી માત્ર એક હું ને બીજા કપ્તાન ઓકુજ બચી શકયા હતા. પરંતુ તત્કાળ સાઠસિત્તેર રૂસી સૈનિકોએ ચોમેરથી ઘેરી અમારા કપ્તાનને કેદ કરી લીધા, અને મદદ આવ-તાં વેંતજ તેઓ નાસી ગયા.

( કુરોકી કંઇ વિચારમાં પડી ગયા. ક્ષણવાર પછી તેમણે પૂછ્યું )

ઓકુને તેઓ પકડીને કેમ લઇ ગયા? માર્યો કેમ નહિ?

યુત્સુ–વાત એમ છે કે જ્યારે શત્રુઓને અમારી અલ્પ સંખ્યાની ખાત્રી થઈ ગઈ, ત્યારે તેઓ અમારી બહુજ નજીક આવીને સંગીનોની લડાઇ લડવા લાગ્યા,તેજ વખતે એક રૂસી અમલદાર પાસેથી કપ્તાન ઓકુએ જબરદસ્તીથી તેનો રાષ્ટ્રીય વાવટો ખૂંચવી લીધો.

કુરોકી–શાબાશ!

યુત્સુ–પણ અમારો રાષ્ટ્રીય વાવટો પણ કપ્તાનનાજ હાથમાં હતો, અને અપમાનિત રૂસી અમલદારે એ વાવટાને છીનવીને બદલો વાળવાનું ધાર્યું.

કુરોકી–પછી શું થયું?

યુત્સુ–અમારા કપ્તાન કંઈ જેવા તેવા વીર ન હતા, કે પ્રાણ આપ્યા વિના પોતાનો પ્રિય વાવટો શત્રુઓને એમને એમ આપી દે. જે વેગાએ એમને ખબર પડી કે શત્રુઓ મને ગિરફતાર કરવા ચહાય છે, તેજ વખતે તે વાવટો મારા હાથમાં આપતાં તેમણે મને કહ્યું, 'જો હું જીવતો રહું તો ઠીકજ છે, નહિ તો કુરોકી મહાશયની આજ્ઞાથી આ વાવટો મારી પત્નીને પહોંચાડી દેવો. કારણકે રણયાત્રાએ જતી વખતે મેં મારી પત્નીને શત્રુઓનો એક વાવટો બક્ષીસ આપવાની પ્રતિજ્ઞા લીધેલી છે.'

કુરોકી–એ વાવટો કયાં છે?

(યુત્સુએ પોતાના ડગલામાંથી એક રૂસી વાવટો કાઢીને જનરલ કુરોકીના હાથમાં મૂકયો. કુરોકીએ વાવટાને સન્માન આપવા સારૂ પોતાની ટોપી ઉઠાવતાં યુત્સુને પ્રશ્ન કર્યો.)

'તમે આ વાવટાને અપમાનિત તો નથી કર્યોને?'

યુત્સુ–(દ્રઢતાપૂર્વક) નહિ, બીલકુલ નહિ.

કુરોકી-( પ્રસન્ન થઇ ) ઠીક, આપણે કોઇના રાષ્ટ્રીય ધ્વજનું કદાપિ અપમાન ન કરવું જોઇએ. એ અત્યંત પવિત્ર વસ્તુ છે. એના પ્રત્યે શત્રુતા બતાવવી એ કાયરતા છે, નીચતા છે, અસભ્યતા છે. તમે વિશ્વાસ રાખો, બહાદુર ઓકુની ઇચ્છા પૂરી કરાશે.

## પ્રવેશ બીજો.

( રૂસી સેનાના અસંખ્ય વીર આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિએ પોતાના સેનાપતિ તરફ જોઇ રહ્યા છે, તેમની સન્મુખ એક જાપાની વીર પોતાનો સૂર્યચિહ્નવાળો લાલ વાવટો લઇને નિભર્યપણે ઉભો છે. )

સેનાપતિ-(ઓકુને આજ્ઞા કરતાં) વાવટો નીચે ઝુકાવો! આ વખત તમે અમારા કેદી છો. આત્મસમર્પણ કરો.

ઓકુ-મારા કેદી હોવામાં શો સંદેહ છે? પણ આપ વાવટો ઝુકાવવાનો આગ્રહ કેમ કરો છો? એને પણ મારી સાથે કારાગારની કાળી કોટડીમાં પૂરી દ્યો!

સેનાપતિ-એમ નહિ બને. તમારે એ ક્ષુદ્ર વાવટાને મારા ચરણ સામે ઝુકાવવોજ પડશે.

ઓકુ-( ગર્જના કરી ) એમ કદાપિ થઇ શકશે નહિ.

સેનાપતિ-( ભયંકર સ્વરે ) જરૂર થશે. તમારે તમારા વાવટાને મારા પગમાં ઝુકાવવોજ પડશે. નહિ તો એ વાવટાની સાથેજ તમને તોપે બાંધીને ઉડાવી દેવામાં આવશે.

(ઇસારો થયો. ક્ષણભરમાં ભયંકર દેખાવવાળી તોપ ઓકુની પીઠ પાસે લગાડવામાં આવી, અને ગોલંદાજ હાથમાં પલીતુ લઇ સેનાપતિના મોં સામે જોવા લાગ્યો. તુરતજ હુકમ થયો. )

વાવટો નીચે નમાવો, શા માટે નકામો પ્રાણ ખુઓ છો?

( ઓકુએ વાવટા સાથે પોતાનો જમણો હાથ તોપના મોંઢાપર ટેકવી રાખ્યો. તે વખતે એવો દેખાવ ખડો થયો હતો, કે જાણે તેજ તોપપર જાપાની વીર ઓકુએ વિજય પ્રાપ્ત કરી પોતાની જાતીય પતાકા ઓઢી લીધેલી ન હોય! તે જરાક સ્મિત કરી બોલ્યો.)

**ઓકુ**–સેનાપતિ મહોદય! એ જાતીયતાનો પ્રશ્ન છે. એનો ફેંસલો કરવા માટે જાન કુરબાન કરવો, એ મહા ગૌરવની વાત છે. આપ અજ્ઞાનતાને વશ થઈ અમને કાયર તથા અસભ્ય સમજો છો, અને તેથી અમારા વહાલા વાવટાનું અપમાન કરવા ધારો છો, પરંતુ હું ભગવાન બુદ્ધના સોગંદ ખાઇને કહું છું કે આ દેહમાં જીવ હશે, ત્યાં સુધી મારો વાવટો નાહિ આપું. એ બદલ આપ ફાવે તેમ કરો.

**સેનાપતિ**–(ક્રોધે ભરાઇ) ગોલંદાજ તરફ ઇસારો કર્યો.

**ઓકુ**–

'જય જનની જાપાન!
એવો કોણ નીચ છે જેથી તુજ થાયે અપમાન?
બળશું, મરશું પણ રાખશું તુંજ પદ કેરી આણ!
તન, મન, ધન સૌ છે તારાં; હો તુંજ પર બલિદાન!
જય જનની જાપાન!

( ઓકુ હિંમત ન હાર્યો. તેણે હઠ ન છોડી. તેના દૃઢ કાળજામાંથી, તેની વજ્ર મુઠીમાંથી તેનો પવિત્ર વાવટો પણ ન છૂટયો! હા, છૂટયો; પશુબળે જાપાનના જાતીય-ધ્વજને આકાશમાં ઉડાવી દીધો, અને કેદી ઓકુનાં અંગપ્રત્યંગને છિન્નભિન્ન કરી મુક્તિધામમાં મોકલાવી દીધાં. ઓકુનો જય! ઓકુનો જય!! )*

---

* ડૉ. ગૌરીશંકર અવસ્થી.

# વામનજી

સ્થળ—બળિરાજાનો યજ્ઞમંડપ

**પાત્રો—બળિરાજા, શુક્રાચાર્ય, બ્રાહ્મણો અને ભગવાન વામનજી.**

(બળિરાજા યજ્ઞમંડપમાં બેઠા છે. બટુકવેશમાં વામનજી પધારે છે. રાજા તેમને સિંહાસન પર બેસાડે છે.)

**બળિરાજા—**

ભલે આવ્યા બટુક મહારાજ,
આજ મારે આંગણિયે—
મારાં સુધારિયાં સૌ કાજ
આણરતા અણિયે—

બ્રહ્મતેજની ઝલક મનોહર, મુખપર દિવ્ય પ્રકાશ રે;
અડસઠ તીરથ આપ ચરણુમાં, પ્રત્યક્ષ મુજને ભાસે—આજ

હે મહારાજ, તમારી શી ઈચ્છા છે? તમારે શું જોઈએ છીએ? તમારે ગામ જોઈએ તો માગો, ધન, ધાન, હીરા, માણેક, હાથી, ઘોડા અને રથ ઇત્યાદિ જે જોઈએ તે મારી પાસે માગી લ્યો. તમે જે માગશો તે હું તમને આપીશ.

**ભગવાન**—હે બળિરાજા, જેના કુળમાં પ્રહલાદજી જેવા હરિભક્ત પાકયાછે, તે કુળમાં કૃપણતા હોયજ નહિ; અને પ્રહલાદજી પોતાની ઉજ્જવળ કીર્તિ વડે કરીને આકાશમાં ચંદ્રની પેઠે શોભે છે. એજ કુળમાં તમારા જેવા દાનેશ્વર પાકીને પૂર્વજોની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી રહ્યા છે.

તમારા પિતા તો વળી એવા દાનેશ્વરી હતા, કે વિપ્રવેશ-ધારી દેવતાઓને પોતાનું આયુષ્ય પણ આપી દીધું હતું! એવા વીર પુરુષના પુત્ર તમે પણ પૂર્વજોને પગલે ચાલો છો, મહા ઉદાર છો, જગતના ધણી છો, તમારી પાસે હું શું માગું ? માત્ર ત્રણ ડગલાં ધરતીજ મને આપો.

બળિરાજા—( આશ્ચર્ય પામીને )

માગ્યું તમે મહારાજ, એમાં તે શું તમે માગ્યું !
કાંઇ માગો મુલકનાં રાજ્ય—
એમાં તે શું તમે માગ્યું !

હું સ્વામી ત્રિલોકનો, માગો કાંઇ ધન ધામ;
ત્રણ ડગલાં ધરતી થકી, કેમ સરશે તમારાં કામ ?
એમાં તે શું તમે માગ્યું !

હે મહારાજ, તમે માગી માગીને છેવટે આજ માગ્યું ! હું અત્યારે ત્રિલોકનો સ્વામી છું, અને તમે જે માગો તે આપવા તૈયાર થયો છું; તો કાંઈ ધન માગો, ધામ માગો, ગામ માગો, અરે ગમે તો મુલકનાં રાજ્ય માગો ! માત્ર ત્રણ ડગલાં પૃથ્વીથી તમારૂં શું વળશે ?

ભગવાન—

માગું હું તો બળિરાય, એટલું એજ હું માગું.
એ વિણ બીજું ન કાંય, એટલું એજ હું માગું.
તમે ઉદાર દીસો બહુ, હું બાળક નિર્દોષ.
ત્રણ ડગલાં ધરતી થકી થાય મોટો મને સંતોષ—
એટલું એજ હું માગું.

મારે તો ત્રણ ડગલાં ધરતી સિવાય બીજું કાંઈપણ

જોઇતું નથી. તમે ઉદાર છો, તો એટલુંજ મને આપો.

બળિરાજા-

મારી પાસે આવીને, માગે જે જન કોય,
તેને આપું એટલુ, ફરી માગવા વારો ન હોય—
એમાં તે શું તમે માગ્યું ?

મહારાજ ! મારી પાસે જે કોઇ એકજ વાર માગે છે, તેને એટલું બધું આપું છું; કે ફરી માગવાની તેને જરૂરજ રહેતી નથી.

ભગવાન-

જેને ખપનું જેટલું, જો તેથી ન ધરાય,
નવખંડી ધરતી મળે, તોયે તૃપ્તિ તેને નવ થાય-
એટલું એજ હું માગું.

જેને જેટલું ઉપયોગનું હોય તેટલું મળ્યા છતાં જો તે ધરાય નહિ, તો પછી એવા લોભી માણસો તો નવખંડી પૃથ્વી મળે તો પણ તૃપ્ત થવાના નહિ; માટે મને તો ત્રણ ડગલાં ધરતીજ આપો.

બળિરાજા-

વાતો ડહાપણની કરો, પણ સમજો નહિ સ્વાર્થ;
ખોટ નથી મારે કંઇ, હું તો કરવા બેઠો છું પરમાર્થ-
એમાં તે શું તમે માગ્યું ?

મહારાજ, તમે ડાહી ડાહી વાતો કરો છો, પણ તમારો સ્વાર્થ બરાબર સમજતા નથી; અને મારે ત્યાં તો કશી વાતની ખોટ પણ નથી.

**ભગવાન**-

બ્રાહ્મણ થઇને લોભથી, સ્વાર્થ સાધવા જાય.
જળથી જ્યમ અગ્નિ ઠરે એમ બ્રહ્મતેજ ઠરી જાય—
એટલું એજ હું માગું.

બ્રાહ્મણ થઈને પોતાનું બ્રહ્મતેજ ગુમાવવું હોય, તે લોભ રાખે, બાકી મને તો ત્રણ ડગલાં ધરતીથીજ સંતોષ છે.

**બળિરાજા**-

બાળકબુદ્ધિ આપની, દીસે મને હદપાર ;
માગો હજી મારી કને, ફરી મનમાં કરીને વિચાર—
એમાં તે શું તમે માગ્યું ?

આ તો મને તમારી બાળકબુદ્ધિ લાગે છે, માટે હજી પણ વિચાર કરીને કાંઇ બીજું માગો.

**ભગવાન**-

ધન વૈભવ વિષયોતણી, તૃષ્ણાનો નહિ પાર ;
ત્રણ ડગલાં ધરતી વિના, મારે જોઇએ બીજું ના લગાર-
એટલું એજ હું માગું.

ધન અને વિષયની તૃષ્ણાનો કંઈ પાર નથી, માટે મારે તો ત્રણ ડગલાં ધરતી સિવાય બીજું કંઈ પણ જોઇતું નથી.

**બળિરાજા**-( હસતાં ) ભલે, તમારી ઇચ્છા એવી છે, તો ત્રણ ડગલાં ધરતીજ તમને આપીશ.

( આમ કહીને દાનનો સંકલ્પ કરવા સારૂ બળિરાજાએ જેવી હાથમાં જળની ઝારી લીધી, કે ગુરુ શુક્રાચાર્યે વચમાં આડા હાથ ધર્યા; અને પોતે 'ના, ના' કહીને ડોકું ધુણાવતા બળિરાજાને કહેવા લાગ્યા. )

**શુક્રાચાર્ય—**

અલ્યા, નથી તને કંઇ ભાન રે;
આ તો સાક્ષાત છે ભગવાન રે.
આવ્યા બટુકનો વેશ ધારી રે;
નક્કી કરવા ખરાબી તારી રે.
દાન નિમિત્તે માગીને લેશે રે;
બધું દેવોને આપી દેશે રે.
તારૂં ઇંદ્રિતણું પદ જાશે રે;
પછી પૂઠે પસ્તાવો થાશે રે.
માટે મારૂં કહેવું ધર કાન રે;
નવ આપીશ એને દાન રે.

**બળિરાજા**—મહારાજ ! ભલે એ વિષ્ણુ હોય, કે ગમે તે હોય, પણ મેં એક વાર 'આપીશ' કહ્યું તે હવે જો 'ના' કહું તો મારા કુળને કલંક લાગે. તમે પણ જાણો છો કે હજાર અશ્વમેધના કરતાં પણ સત્ય વધી જાય છે, માટે મારાથી અસત્ય માર્ગે નહિ જવાય. એકવાર 'આપીશ' કહીને હવે નહિ ફરી જવાય ! વળી જુઠા માણસની મિત્રતા કોઈ કરે નહિ, તેને પુણ્ય મળે નહિ, યશ મળે નહિ, અને તેનું કલ્યાણ પણ થાય નહિ ; માટે મારે મન તો અસત્ય બોલવું તે વિષપાન કર્યા બરોબર છે, એટલે ત્રણ ડગલાં ધરતી તો હું જરૂર આપીશ. એમાં તે શી મોટી વિસાત છે ?

**શુક્રાચાર્ય**—હે રાજા !

તારા મનથી ત્રણ ડગલાં ધરતીમાં કંઇ વિસાત નહિ,
નથી જાણતો તું એ કપટીના અંતરની વાત કંઇ;

> વિશ્વ સમસ્ત સમાય એવડું વિરાટ રૂપ ધરી લેશે,
> પલક એકમાં ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી દેશે.

**બળિરાજા**–ગુરુ મહારાજ, તમારી શંકા મને બહુ વિચિત્ર લાગે છે ! એને નાના નાના પગજ બે છે, તો પછી ત્રણ લોક તે શી રીતે લેશે ?

**શુક્રાચાર્ય**–

> હલકામાં હલકું છે તરણું, એથી હલકું તૂલ જણાય,
> માગણ તો તૂલથીએ હલકો, ને નીચામાં નીચો ગણાય;
> તેથી નીચો થઇ આવ્યો છે, તને બહુ નાનો દેખાય,
> પણ પછી એવો થાશે ઊંચો, કે તારાથી નહિ પહોંચાય.

હલકામાં હલકું તૃણ અને તેથી હલકું તૂલ છે; યાચક તો વળી તૂલથી પણ હલકો ને નીચો છે, માટે એ નીચો બનીને તારી પાસે આવ્યો છે; તને એ હમણાં નાનો દેખાય છે, પણ પછી એવો ઊંચો થઈ જશે, કે તારા હાથ પણ નહિ પહોંચે.

**બળિરાજા**–

> ભડકાવી મારો મને, એવું કહીને આપ;
> ત્રણ ડગલાં ધરતીતણો, મારે નથી હિસાબ.

તમે આવી નજીવી વાતને મોટું રૂપ આપીને મને નકામા ભડકાવી મારો છો, ત્રણ ડગલાં ધરતીનો તે હિસાબ શો છે ?

**શુક્રાચાર્ય**–

> એકે પૃથ્વી, બીજે સ્વર્ગ આકાશ બધું માપી લેશે,
> ત્રીજા પગલાને માટે નહિ સ્થાન કશું બાકી રહેશે;

તારૂં કબુલ કરેલું પણ તારાથી પૂરૂં નહિ અપાય,
વચનથકી બંધાઇ નકામો નરકતણો અધિકારી થાય.

**બળિરાજા**–

નક્કી નરકે પડું વચન જો મારૂં ઉથાપું,
એકવાર ' આપીશ ' કહી પછી જો નવ આપું.
અસત્ય એ મહાપાપ મને તો સ્પષ્ટ જણાતું,
દાન નિમિત્તે ભલે મારૂં સર્વસ્વ હણાતું.
પૂર્વે દધિચિ ઋષિએ દીધું દાનમાં ખોળિયું,
શિબિએ કાપી દેહને, માંસ તુલામાં તોળિયું.

**શુક્રાચાર્ય**–

અરે મૂઢ ! અજ્ઞાની, કરે ઉપેક્ષા તું આજે મારી;
નિશ્ચય સમજી લેજે, સર્વ પુણ્ય તારૂં રહ્યું પરવારી.

(બળિરાજા દાનનો સંકલ્પ કરવા કળશ મંગાવે છે, શુક્રાચાર્યના અટકાવવાથી પાણી નીકળતું નથી. પછી ભગવાન દર્ભની સળી ખોસે છે, અને પછી કળશમાંથી પાણી નીકળે છે. બળિરાજા સંકલ્પ મૂકે છે. ભગવાન વિરાટ સ્વરૂપ ધારણ કરી, બે પગલાંથી સર્વ માપી લેછે. ત્રીજા પગલા માટે માગણી કરે છે.)

**દાનવો**–

કપટ કરી બળિરાયને, બટુક આ છળી જાય,
પૂરો કરવો તેહને, એજ હવે ઉપાય.

આ વેશધારી બટુક કપટ કરીને બળિરાજાને છળે છે, માટે હવે એને જીવતો ન રહેવા દેવો.

(હથિયાર ઉપાડે છે.)

**બળિરાજા**–મેં મારે હાથે આપ્યું છે, માટે હમણાં તો તમે બધા શાંત થઇ જાઓ; વળી આપણો લાગ

આવશે, ત્યારે ગયેલું બધું પાછું લેતાં આપણને શી વાર લાગવાની છે ?

**ભગવાન**—હે અસુર ! તેં મને ત્રણ ડગલાં ધરતી આપવાનું વચન આપ્યું છે, તેમાં બે પગલાંનું ઋણ વળ્યું છે, ને ત્રીજું હજી બાકી છે, તે ક્યાં મૂકું ? બોલ ?

(બળિરાજાને આ તો બટુક નહિ, પણ ભગવાન છે, એવી ખાત્રી થતાં બે હાથ જોડી)

**બળિરાજા**—

હે પ્રભુ અંતર્યામી ! બે પગલે બ્રહ્માંડ લીધું માપી :
મુક્ત કરો ઋણમાંથી, ત્રીજું મારા મસ્તકપર સ્થાપી.
ધન કરતાં ધનવાનની, કિંમત ઘણી ગણાય;
આ મસ્તક મારૂં હવે, અર્પણ કરૂં વ્રજરાય !

હે પ્રભુ ! હે સ્વામી ! આપે મને પદભ્રષ્ટ કરીને મારી આંખો ઉઘાડી છે, આપે મને પ્રહ્લાદજીનો પૌત્ર જાણીને મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે. આપને હાથે હું યોગ્ય દંડ પામ્યો છું, માટે મારા જન્મમરણનાં દુઃખને હરો, અને જે પવિત્ર પાદારવિન્દનું બ્રહ્માદિક દેવો પૂજન કરે છે, તે મારા મસ્તક ઉપર મૂકીને મને પાવન કરો !

(આમ બળિરાજા ને બટુકનો જ્યાં વાદવિવાદ ચાલી રહ્યો છે, ત્યાં ભક્ત પ્રહ્લાદજી આવ્યા.)

**પ્રહ્લાદજી**—હે મહારાજ ! તમારી ગતિને જાણુવા-વાળું કોણ છે ? ભક્તને માટે આપે ચોવીસ અવતાર ધર્યા છે. આપ ઘડીકમાં રાજાને રંક અને રંકને રાજા બનાવી શકો છો, આપની શક્તિ અગાધ છે; એટલે આ સર્વ પણ હે પ્રભુ ! આપે આપ્યું હતું, અને આપે લઈ લીધું

તે બહુ સારૂં કર્યું; કારણ કે ઐશ્વર્યભોગવડે કરીને અભિમાની બનેલો આ મારો પૌત્ર હવે અધોગતિના ખાડામાં પડતો બચી ગયો. આપે આવો અનુગ્રહ કરીને મારા કુળને તારી લીધું.

**બળિરાજા**—હે નાથ! આપ કલ્પતરૂ છો, ભક્તવત્સલ છો, તો હવે મને આપનો દાસ જાણીને આપના ચરણકમળમાં સ્થાપો, અને નિરંતર આપના દર્શનનો લહાવો આપો.

**ભગવાન**—

ધન્ય ધન્ય બળિરાજા, ખરેખરો તું પરમભક્ત મારો;
રક્ષા કરીશ હું તારી, બની નિરંતર દ્વારપાળ તારો!
તારી આજ્ઞાતણું જે ઉલ્લંઘન કરે તેહનું ચક્રથી શીશ કાપું
હું ઉભો રહું છડીદાર બની તારો ને તને મારૂં સર્વસ્વ આપું.*



# સત્યની વેદી પર.

**સ્થાન**—કાશીનું સ્મશાન.

( તારામતી રોહિતના શબ સાથે પ્રવેશ કરે છે. )

**તારામતી**—સારા જગતના અન્યાય સામે શિર ઉઠાવનાર, એકજ પુરુષની પ્રતિકૃતિ આજે જાય છે! રોહિતાશ્વ! બાપુ! બોલતો કાં નથી? અરે! માત્ર બે કલાક પહેલાં મારો રોહિતાશ્વ બા કહી બોલતો, ત્યારે મારૂં આખું શરીર

* ફૂલચંદ ઝવેરદાસ શાહ

સ્નેહભર્યા અભિમાનમાં ઉછળતું! એ આજે કેવું—અરે કેટલું રડ્યો!

ઓ ભગવાન! વર્ષોની રમત આજેજ રમી ચૂક્યો! એનો ચહેરો જાણે હજી હસે છે. અરે! જો રોહિતાશ્વ એક વખત હસે તો એના બદલામાં તારામતી જીવનભર રડે! અરે! માત્ર આટલો ફેરફાર આજ કોણ કરી શકે? આજે ગયો ત્યારે કહે "બા હું હમણાંજ આવું છું!" આજે એના બાપુને કેટલી વાર સંભાર્યા? ઓ જીવન! પરમપ્રિય..........(વિલાપ કરે છે.)

જીવન જાય: જ્યોત જાય: રસ ચૈતન્ય સર્વ જાય,
આત્માનો પ્રકાશ આજ, દૂર દૂર દૂર થાય—જીવન૦
આંગણથી વિલાસ જાય, વિપુલ મમ સમૃદ્ધિ જાય,
પ્રતિકૃતિ પ્રિયતમની જાય, મધુર સ્મૃતિ વેરાઇ જાય—જીવન૦

(હરિશ્ચંદ્ર પ્રવેશ કરે છે.)

**હરિશ્ચંદ્ર**—(સ્વગત) સ્વરમાં આટલો બધો પરિચિતભાવ ક્યાંથી? રૂદન આત્માનું છે. શબ્દ કેટલો મધુર! અરે શબ્દેશબ્દમાંથી કરુણ રસનું આવું ડોલન મારા હૃદયમાં કેમ જન્મે છે? પણ હરિશ્ચંદ્ર! તારૂં કર્ત્તવ્ય! (સાંભળે છે.)

**તારા૦**—(આગળ બોલતાં)

કાલનું પ્રભાત થાય, પક્ષી મધુર સૂર ગાય
આંગણે મમ નાચી નાચી, 'બા' કહી ન કોઇ આય—જીવન૦

**હરિ૦**—(સ્વગત) અફસોસ! આત્માનો રૂદનધ્વની મને પરિચિત લાગે છે. જાણતો નથી, છતાં કરુણરસની છાયાથી અંગેઅંગનું ચૈતન્ય ઘેરાય છે! શબ્દમાં મધુરતા

છે, પણ કરુણરસના ડોલનથી એ માધૂર્યમાં દુ:ખદ ધ્રુજારી આવે છે. આટલો કોમળ સ્વર? અને પરિચિત? પરંતુ મારૂં કર્તવ્ય! (પ્રકાશ) અરે! ઘડીભર સાથે વિલાપ કરવાનું મન થાય એટલો કરુણરસ અત્યારે કોણ પ્રસારે છે! કોણ આ વિલાપ કરે છે?

તારા૦–ઓ પ્રિય સજ્જન! બ્રાહ્મણની એક દાસી પોતાના મૃતપુત્ર માટે રડે છે.

હરિ૦–પણ અત્યારે? અને આટલે મોટેથી? ક્યાં છે અમારો હક?

તારા૦–તમારો હક હું અબળા ક્યાંથી લાવું?

હરિ૦–દાસી! મૃતપુત્રના તારા વિલાપમાં હુંયે રડું છું, પણ મારૂં કર્ત્તવ્ય મારા શેઠનો હક લેવાનું છે.

તારા૦–અરે! વિશ્વમાં મૃતમનુષ્ય માટે પણ સ્થાન નથી? સુગંધ ગયા પછી ફૂલને ફેંકવાની જગ્યા પણ નહિ?

હરિ૦–(સ્વગત) શબ્દમાં આટલી શક્તિ, એના અનંતકાળના સંસ્કારથી આવેલ છે. વાત સાચી છે. (પ્રકાશ) તારી વાત સાચી છે. અરે, તારી સાથે રડવા બેસું એવું તારૂં મધુર કરુણામય વચન છે, પરંતુ અમારો હક લીધા વિના તો નહિજ રહેવાય.

તારા૦–તમારો કર હું ક્યાંથી લાવવાની? સારા જગતના ઇતિહાસને નામ નોંધી લેવાનું મન થાય, એવા અયોધ્યાના એકજ વિરલ પુરુષના મૃતપુત્રને માટે શું તારા સ્મશાનમાં જગ્યા નથી? ત્રિશંકુના પૌત્રને માટે શરીરને બિ-

છાનું બનાવી દેનાર હું બેચાર હાથ જમીનની માગણી કરૂં છું, અને તે મારા પ્રિય સંતાન રોહિત માટે !

હરિ૦—ઓ પરબ્રહ્મ ! તારામતી ! રોહિતાશ્વ !

તારા૦–પ્રિયતમ ! પરમપ્રિય !

હરિ૦–રે તારામતી ! આ શું ? રોહિત ગયો !

તારા૦—પ્રિયતમ !

આધાર ને આરામ જાય, મધુર શાંતિ વિલય થાય,
આત્મનો પણ સર્વ સાર, આજ ચિર પ્રવાસી થાય-જીવન.

હરિ૦–ઓ પરબ્રહ્મ! આ હવે છેલ્લો પ્રહાર !

અરે ! વિશ્વવિખ્યાત ત્રિશંકુનો પુત્ર આજે પોતાનીજ સ્રીને સહાય આપવા અશક્ત છે ! દેવી ! રોહિતાશ્વ વિનાનું જીવન ! અફસોસ ! આજે જીવનના મર્મભાગ પર પ્રહાર પડે છે ! ઓ પરમપ્રિય રોહિતાશ્વ !

( રોહિતાશ્વને હાથમાં લે છે. વિલાપ કરે છે. ) તારામતી ! પ્રિય !

જોઇ લે, તું જોઇ લે, જીવન સખી ! તું જોઇ લે !
આજે અમીમય આંખડી, કાલે રહે કે ના રહે !

તારા૦–જીવન એ એક ભૂલ હતી; આ ખરી બીના છે. રોહિત, હવે નક્કી નથી ! ( રુએ છે. )

હરિ૦–ઓ જીવનસખી ! રોહિતનો ચહેરો જોઈ લે.

દર્દી નયન, ચહેરો મધુર, કરુણા ભરેલું હાસ્ય આ;
યાદી ભરી લે ! ચિત્ર કાલે એ રહે કે ના રહે.

તારા૦–પ્રિય આર્યપુત્ર !

ક્ષિતિજે વહાલા ! એ દિનકરતણી લાલી રહી ના,
ન કૈં ઉજાસે ત્યાં, ગગનપટમાં આશ રહી ના.

હરિ૦–હરિશ્ચંદ્ર અયોધ્યાનો નરેશ,સમયને માન આપે છે! તારામતી!

આ જીંદગી ટુંકી તવારીખ, છેલ્લી તારીખ નોંધી લે!
આ આજનું છેલ્લું મિલન, એ યાદી વેદ પવિત્ર છે!

તારા૦–રોહિતને હવે અગ્નિસંસ્કાર કરવાનો બાકી રહે છે.

હરિ૦–મારા જીવનમાં પ્રાણ મધ્યસ્થ તું! અને એ પ્રિય! આપણા જીવનનો અમૂલ્ય આનંદ રોહિત! અફસોસ! રોહિત હતો.

તારા૦–એક સત્ય માટે અયોધ્યા છોડયું, સ્ત્રી વેચી, અરે પ્રિય પુત્રને થોડા દિવસ માટે જુદો કર્યો. ત્રિશંકુના પુત્રનું ચૈતન્ય ત્યારે જે અનન્ત આકાશના વિશ્વાસથી કૂદતું તે આજે કયાં? શું રોહિત માટે એ ત્રિશંકુના પુત્ર ધૈર્ય તજી દેશે? દેવ! હવે તો અગ્નિસંસ્કાર દેવા ધીરજ રાખવી એજ કર્ત્તવ્ય છે.

હરિ૦–અરે! પ્રિય રોહિતાશ્વને, એની મધુર કાલી ભાષાને, એના થોડાજ દિવસ રહેનાર જીવનને, અફસોસ! કે હું લાલનપાલન કરી શકયો નથી, ને રે પ્રિય તારામતિ, એજ હું રોહિતાશ્વના મૃતદેહને પણ લાડ લડાવી નહિ શકું? ( હરિશ્ચંદ્ર રૂદન કરે છે. )

તારા૦–દેવ! દેવ! આ શું?

હરિ–હરિશ્ચંદ્ર માત્ર તારામતી પાસેજ રડે છે. અરે! હું રોઉં છું, કે કર લીધા વિના રોહિતને માટે આ દેહ બિછાનારૂપ બને, આ જમીન નહિ. હરિશ્ચંદ્ર એના જીવતા

દેહ પર પુત્રના મૃતદેહને, પરમ આનંદથી પોઢાડી શકે! પરંતુ રે પ્રિય તારામતી! ચંડાળ કાળસેનનો હું નોકર છું, એટલે ફરી તને કહું છું કે કર લઈ આવ!

**તારા**–સારા વિશ્વના ઈતિહાસમાં હરિશ્ચંદ્રના નામ સાથે તારામતી જોડાશે! ત્રિશંકુનો પ્રતાપી પુત્ર અયોધ્યાના સિંહાસનપર જેટલો શોભ્યો નથી, એના કરતાં આજ તારામતીને ઓળખ્યા પછી 'ના' કહીને વધારે શોભ્યો છે! હરિશ્ચંદ્રના અમર નામનો આ કીર્તિસ્તંભ છે, અને એમાં તારા ફૂલની પેઠે જડાશે! પ્રિય દેવ! જાઉં છું! (જાયછે.)

**હરિ૦**–(સ્વગત) આખા વિશ્વમાં સત્ય જેટલો વ્યાપક અને એના જેટલોજ અનંત એક હરિશ્ચંદ્ર હતો. એ નામ પ્રાપ્ત થયા પછી, માત્ર પુત્ર રોહિતની ખાતર આજે હું ડગું? જગત પર અધમતા એવી રીતે પ્રસરી રહે કે સારા વિશ્વના ચંડાળો ભેગા થઈ, રોહિતને–વિશ્વના સૌંદર્ય પર નિર્દોષ હસતા રોહિતને–મારા તરફ નિર્મળ વિશ્વાસ ને સ્નેહથી, બાપુ મશ્કરી કરે છે, એમ જાણી, જોઈ રહેતા રોહિતને, સમશેરથી કાપી નાંખવાનો હુકમ કરે તો માત્ર ન્યાયની ખાતર હરિશ્ચંદ્ર એક ડગલું પણ પાછો ન હઠે! જોનારા જોઈ શકશે કે હરિશ્ચંદ્ર જીવનમાં હઠયો છે, હાર્યો નથી. અયોધ્યાનો સૂર્યવંશી નરેશ, અધમતા સાથે ન્યાયની છેલ્લી લડત લડવા નીકળ્યો, ત્યારે આખું અયોધ્યા રડયું છે! અરે! હરિશ્ચંદ્રને અયોધ્યામાં પીવાને પાણી ન મળ્યું! અધમતા સામે લોકોએ શિર ન ઊઠાવ્યું, પણ ખોબો પાણી પણ ન પાયું ને ખોબે પાણીએ રોયાં! હરિ-

શ્ચંદ્રની લડાઇ, અધમતા સામે છે. અન્યાય સામે છે. અસત્ય સામે છે. હરિશ્ચંદ્ર સત્યનો પાયો એવો દઢ નાંખશે, કે જગતના ઈતિહાસમાં સૂર્યવંશનો ઇતિહાસ, એક કરતાં એક ચઢે તેવા વીરની વેદ જેવી પવિત્ર ગાથા બનશે! હરિશ્ચંદ્રના ઈતિહાસથી, ઇતિહાસ ધર્મશાસ્ત્ર મનાશે, વેદના શબ્દ લોકોને દોરે છે, પરંતુ હરિશ્ચંદ્રનું કાર્ય લોકોને દોરશે. જેનો ઈતિહાસ ધર્મશાસ્ત્ર જેવો પવિત્ર બને એનું નામ મોક્ષ! હરિશ્ચંદ્રને અત્યારે જેટલો આનંદ છે, સત્ય પર જેટલો વિશ્વાસ છે, પ્રિય રોહિતના મૃત્યુથી, સત્યમાં જે નવું ચૈતન્ય જોયું છે, તેવું ક્યારેય જોયું નથી! આ આનંદની ઘડી છે. અને એજ છેલ્લી હત!

(કાળસેન પ્રવેશ કરે છે.)

**કાળસેન**–અરે! ઓ, અજોધાના નવા ગલામ! હરિયા!

**હરિ૦**–અન્નદાતા! શી આજ્ઞા?

**કાળ૦**–આ દેખતો નથી જે? આ બાપડીને મારી નાખવાનો હુકમ થયો સે!

**હરિ૦**–ક્યાં છે એ સ્ત્રી?

**કાળ૦**–આ પડી.

**હરિ૦**–(સ્વગત) ઓ જગત અને એનો અન્યાય! આ છેલ્લો ભયંકર પ્રહાર! ઓ પ્રિય તારામતી!

**તારા૦**–(બેઠી થઈને) જગતના ઈતિહાસમાં સત્યનું પ્રથમ પદ લેવા, ત્રિશંકુનો પ્રતાપી પુત્ર ડગે છે? રોહિતને માટે ન્યાય પર ચાલનાર, આજે તારામતિ માટે અન્યાય કરે છે?

કાળ૦—હવે એ લવારી મૂક. હરિયા! એને ઉડાવી દે.

હરિ૦—(તરવાર મ્યાનમાંથી કાઢતાં) અબળા અને અપંગના રક્ષણ માટે ધારણ કરેલી તરવાર, સૂર્યવંશી રાજાઓની સમક્ષ, ન્યાયની છેલ્લી સ્થિતિ સમજાવવા આજે હરિશ્ચંદ્ર કાઢે છે! ઓ તારામતી! મૃત્યુના અનહદ આનંદમાં જવા તૈયાર થા! રે જીવનસખીનો છેલ્લો સ્પર્શ તરવારથી થશે! હરિશ્ચંદ્ર પતિ તરીકે તારામતીનો પરમપ્રિય મિત્ર છે, કાળસેનના નોકર તરીકે એનો હુકમ ઉઠાવવા તૈયાર છે!

તારા૦—તારામતીને સત્યમૂર્તિ હરિશ્ચંદ્રની પત્ની તરીકે ઓળખાવતાં, ભવિષ્યના સૂર્યવંશી સંતાનો ગર્વ અને આનંદથી જગતની સમક્ષ ફરી શકે, માટે રે આર્યપુત્ર! તરવારના એકજ ઝપાટાથી આ શિર જુદું કરી દ્યો!

હરિ૦—રે! આ પ્રિયસ્પર્શથી જીવન સર્વસ્વ આનંદ ભર્યું હતું; અનંત અંધકારમાં, દુઃખદ પ્રસંગોમાં, તું આરામરૂપ હતી. તારા વિના વિષમ સ્થિતિમાં કોઇ આરામ નથી. અરે, કાળસેનના સ્મશાનમાં, રાત્રિએ અને દિવસે, એકાંતમાં ફરૂં છું, પણ મારૂં કેન્દ્રસ્થાન તું હતી. તેના પર લક્ષ રાખીને હજી બીજાં હજારો વર્ષ સ્મશાનમાં જીંદગી વીતાડવી પડે તો હરકત ન હતી. આજે એ છેલ્લો સ્તંભ સ્મૃતિપટમાંથી પણ જશે! ઓ જીવનમિત્ર!

તારા૦—આ સમયની રમત આટલેથીજ પૂરી થઈ.

હરિ૦—હું તને જીવનમાં આરામરૂપ ન બની શકયો. મારા દુઃખદ પ્રસંગોમાં હવે તારા સ્મિત વિના ધૈર્ય કયાંથી

આવવાનું ? અફસોસ ! આ સમય આટલું ટુંકુજ મિલન હતું. પ્રવાસ પરો થાય છે. તારામતી, આ મુસાફરીમાં ઘડી પછી તું નહિ હોય !

તારા–મને એની ફીકર નથી દેવ ! વર્ષો પછી હરિશ્ચંદ્ર અને તારામતી એ નામ લેતાં, માનવ જીવનના અનંત સંસ્કારોને ભેદી સત્યની આદર્શ મૂર્તિ ખડી થશે ! પરમપ્રિય ! ન્યાયપરની તારી પ્રીતિ બતાવવાનો આ સમય છે. હરિશ્ચંદ્રનું નામ ભવિષ્યમાં માનવકુળનો આદર્શ ઇતિહાસ બનશે. એ નામમાં વર્ષો પછીયે અનંત સંગીત ભર્યું રહેશે. એ મધુર અખંડ કાવ્ય જેવું બનશે. હરિશ્ચંદ્રનું નામ લેતાં લોકો ઘેલા થશે, અને એ નામથી વાતાવરણમાં અસંખ્ય પવિત્ર ધ્રૂજારીઓ છુટયા કરશે. હરિશ્ચંદ્રના સત્યની આ કિમ્મત !

હરિ૦–તારામતી ! અયોધ્યાનરેશની આર્યાવર્તના બલ્કે વિશ્વના સમ્રાટને શોભે એવી પત્ની ! સત્યની વેદીપર આ છેલ્લું બલિદાન દેવા તૈયાર છું ! ઓ જીવનસખી ! એક ઘડી પછી તું જીવનની બીજી બાજુ તરફજ હશે. તારી અને મારી વચ્ચે અનંત અંધકારનો અખંડ પડદો પડશે !

તારા૦–પ્રિય ! મન્દ અનિલ વહે છે, અને આ તરફ ગંગાના પવિત્ર તરંગો પર નાચતી એક નૌકા જુઓ. અતિનિર્મળ ચંદ્રના કિરણોથી જગત ઉપર રમણીય મધુરતા છવાઈ રહી છે. આ ઘડી મારી છેલ્લી ઘડી ભલે હોય !

હરિ૦-( તરવાર ઉગામી ) **તારામતીનું મસ્તક ઉડો, અને સત્ય ભલે વધારે ધવલ બનો !.**

( તરવાર મારે છે.)

( શંકર પ્રગટ થાય છે. હરિશ્ચંદ્ર નમે છે. તારામતી પગમાં પડે છે. )

**શંકર**-ઊઠો, ઓ અયોધ્યાનરેશ અને એની અદ્વિતીય પત્ની ! મનુષ્યને માનવજીવનના કરતાં અધિક ઊંચી કક્ષામાં જતો જોઇ મને જેટલો આનંદ થાય છે, તેટલો બીજા કશાથી થતો નથી ! એ અમારો પુત્ર મટી મિત્ર બને છે, પણ એનાથી ગુપ્ત રાખવાનું બહુ થોડું રહે છે. સત્યની ખરી કિમ્મત સનાતન સમયને અવલોકયા વિના માત્ર એક દેશ અને કાળથી માપતા નહિ. તારી સાથે અનેક રાજા રાજ કરે છે, પરંતુ એમની સાધારણ માટી, માટી સાથે મળી ગયા પછી એના નામમાં કાંઇપણ સૂક્ષ્મ ચૈતન્ય રહેવાનું નથી ! તારૂં નામ ઓ પ્રિય હરિશ્ચંદ્ર ! સત્યનો અખંડ પ્રવાહ બનશે; એ અનેક રૂપે જગતના તત્ત્વોમાં પછી રહેશે. સ્ત્રી માત્રને શોભાવનાર તરીકે વર્ષો પછી, જગતની સ્ત્રીઓ તારામતીને કેટલા આનંદ અને ગર્વથી જોઇ સંભારશે ! હજારો ચિત્રકારોની કલ્પનાથી તમારાં અમર ચિત્રોમાં અનેક દૈવીગુણો મૂકાશે. જગતના ઇતિહાસમાં આવી અનેક ભાવનારૂપે રહેવું એના કરતાં વધારે સમૃદ્ધ શું ? હરિશ્ચંદ્ર! તારો ઇતિહાસ જગત કોઈ દિવસ નહિ ભૂલે, એટલુંજ નહિ, પરંતુ તારા જેટલો આદર્શ પુરુષ જે રાષ્ટ્રના ઇતિહાસમાં નહિ હોય, એ રાષ્ટ્ર અનેક રીતે પછાત રહેશે. તેં તારા વર્તમાન સમયને

અમર કીર્તિ પ્રાપ્ત કરાવી છે, અને ભવિષ્યમાં અનેક અંધકારમાં દોરનાર, તારો નિર્મળ જ્યોતિ, હજારો વીર પુરુષોનું કેન્દ્રસ્થાન બનશે! લક્ષ્યબિન્દુ રહેશે!*

❦

# શ્રેષ્ઠ કોણ?

---

સ્થળ—રાજ્યમહાલયનો બગીચો.

**પાત્રો–મહારાણી, ઉષા, ચન્દ્રિકા, શાન્તા, વિદ્યુતિ, પુષ્પા અને કર્મદેવી.**

( મહારાણી એકલાં ઉચ્ચ આસને બિરાજેલાં છે, અને અન્ય સર્વ પાત્રો મહારાણીને વંદન કરતાં દાખલ થાય છે. )

**મહારાણી**–( આસનેથી ઉભાં થઈને ) બેનો, આજે તો તમારો ખૂબ અનુગ્રહ થયો. આવો, આવો, તમને સર્વને જોઈને મને ખૂબ આનંદ થાય છે. ( ખાલી પડેલી ખુરશીઓ તરફ હાથ લંબાવી ) અહીં બિરાજો.

( મહારાણી પોતાના ઉચ્ચ આસને બેસે છે, અને અન્ય સર્વ મહારાણીને ફરતી ખુરશીઓ છે તેમના ઉપર બેસે છે. )

**ચન્દ્રિકા**–( ઉભી થઈને ) દેવી! તમે અમારાં મહારાણી છો. આજે અમો તમારી પાસે એક જરૂરી કામ પ્રસંગે આવ્યાં છીએ.

**મહારાણી**–(ચન્દ્રિકા સામું જોઈ હસીને) કયું કામ બેનો? જે હોય તે ખુશીથી કહો. હું તે કામ ખુશીથી કરી આપીશ.

---

* ધૂમકેતુ.

**ઉષા**–( ચન્દ્રિકાને બેસાડી ) સાંભળો દેવી ! અમે સર્વે આજે કૃષ્ણજન્માષ્ટમીનો પવિત્ર દિવસ ઉજવવાને પ્રભુદર્શનાર્થે હવેલી તરફ ગયાં હતાં. દર્શન કરી પાછાં ફરતાં અકસ્માત મારી દૃષ્ટિ દેવાલયના પગથીઆ ઉપર પડેલ એક અત્યંત મૂલ્યવાન મુદ્રિકા ઉપર પડી. મેં નીચા વળી તુરતજ એ મુદ્રિકા ઉપાડી લીધી, અને જેવી હું એ મુદ્રિકા પહેરવા મારી અનામિકા આગળ ધરૂં છું; તેજ ક્ષણે આ પુષ્પાએ મારો હાથ ઝાલ્યો. તેણે મારા હાથમાંથી એ મુદ્રિકા ખેંચી લીધી.

**મહારાણી**–( ઉષાને બોલતાં અટકાવી ) બેન પુષ્પા, શું ઉષાબેન ખરૂં કહે છે ?

**પુષ્પા**–( આસન ઉપરથી ઉભી થઈને ) ના દેવી ! ખરી વાત એ છે કે એ મુદ્રિકા ઉપર પ્રથમ દૃષ્ટિ મારી પડી હતી, અને મેંજ એ ઉષાને બતાવી હતી.

**ચંદ્રિકા**–( ઉભા થઇને અધીરાઈથી ) નહિ, નહિ, દેવી ! ઉષા અને પુષ્પા બંને જુઠું બોલે છે, એ મુદ્રિકાને મેં તો અમે હવેલીમાં જતાં હતાં ત્યારની જોઈ હતી, પણ એ પારકી વસ્તુને તુચ્છ ગણી મેં ઉપાડી નહોતી.

**શાંતા**–અને તે પહેલાંયે મેં એ મુદ્રિકા વિદ્યુતિને બતાવી હતી. ( વિદ્યુતિ તરફ નજર કરી ) કેમ નહિ, બેન વિદ્યુતિ ?

**વિદ્યુતિ**–( શાંતા તરફ જોઈ ગુસ્સે થતાં ) શાંતા બેન, આટલું બધું કેમ ભૂલી જાઓ છો ? એ તો મેં તમને બતાવી હતી !

**મહારાણી**–( આશ્ચર્ય પામતાં ) પણ બેનો, એ મુદ્રિકા ક્યાં છે?

**સર્વે**–( પુષ્પા તરફ આંગળી બતાવી ) આ રહી પુષ્પા પાસે.

**મહારાણી**–બેન પુષ્પા, એ મુદ્રિકા લાવો જોઇએ.

( પુષ્પા મુદ્રિકા આપે છે. )

**મહારાણી**–( થોડીવાર મુદ્રિકાને અનિમેષ દ્રષ્ટિથી જોઈ રહે છે. ) બેનો, આ મુદ્રિકા તો બહુ જ મૂલ્યવાન છે.

**સર્વે**–અને તેથીજ આ સર્વ કલહ જાગ્યો છે. અમારામાં આપને જે શ્રેષ્ઠ લાગે તેને એ મુદ્રિકા આપો.

**મહારાણી**–( વિચાર કરી ) પણ એ મુદ્રિકા તમોને કેમ અપાય ? એ તો ખોવાએલી વસ્તુ કહેવાય, અને એના માલીકને શોધી એ મુદ્રિકા આપણે એનેજ સોંપવી જોઇએ.

( સર્વે વીજળી પડી હોય એમ ચૂપ થઇ જાય છે, )

**મહારાણી**–તમો સર્વને એ ઠીક નથી લાગતું તો કંઈ નહિ. આ મુદ્રિકાના માલીકને આવીજ અન્ય મુદ્રિકા હું આપીશ, અને આ મુદ્રિકા તમો કહો તેને હું આપું.

**સર્વે**–( આનંદિત થતાં ) અમારામાં આપને જે શ્રેષ્ટ લાગે તેને આપો.

**મહારાણી**–તમારા સર્વમાં શ્રેષ્ઠ કોણ છે ?

**સર્વે**–એ વિષે અમારામાં પરસ્પર વિવાદ થયો છે, અને તેથી એ પ્રશ્નનો ન્યાય કરાવવા આપની પાસે અમે આવ્યાં છીએ.

**મહારાણી**–ત્યારે તમારામાંથી ગમે તેને શ્રેષ્ઠ ઠરાવી આ મુદ્રિકા તેને આપું, એ તમારે સર્વને કબુલ છે?

**સર્વે**–એ અમારે કબુલ છે, દેવિ!

(બધાં બેસી જાય છે.)

**મહારાણી**–(ઉષાને સંબોધી) બેન ઉષા, પ્રથમ તો તમે કહો; તમે આ સર્વેમાં શ્રેષ્ઠ શી રીતે ગણાઓ?

ઉષા–(તરતજ ઉભી થઈને) દેવી! આ અન્ય સર્વે મારી બેનોથી હું વધારે શિક્ષિત છું. આમાંની કોઈ પહેલી, કોઇ બીજી, કોઈ ત્રીજી અંગ્રેજી ચોપડી ભણે છે, ત્યારે હું મેટ્રીક પાસ થએલી છું. જ્યારે આ બેનો મારી પાસે કંઇ શીખવા આવે છે, ત્યારે હું તેમને અથાગ પરિશ્રમે પાઠો શીખવું છું. દયા લાવીને આ સર્વેને કંઈ ને કંઇ નવું સમજાવું છું. 'મહિલામંડળ' સંસ્થાની હું સેક્રેટરી છું, અને આ મારી બેનોને પ્રગતિને પંથે ચડાવવા હું મથી રહી છું. બાળલગ્નો અટકાવવાં, વિધવાવિવાહ પ્રચલિત કરવો, પુરુષોની પ્રગતિમાં સ્ત્રીઓને રસ લેતાં કરવી, સ્ત્રી-સ્વતંત્રતાના પાઠો શીખવવા, એ બધું મારૂં કાર્ય છે. જ્યારે આ મારી બેનો હજુ તો સૂતી છે, ત્યારે હું જાગીને અવિરત પ્રયાસ કરી સ્ત્રીઓની પ્રગતિ કરવા મથી રહી છું. એમ છતાં પણ આજકાલની નાનકડી બેનો મારો જરા-એ પાડ માનતી નથી. તો પણ હું તે નહિ ગણકારતાં મારૂં કાર્ય કર્યે જાઉં છું. આવી રીતે દેવિ! હું સમસ્ત સ્ત્રીજાતિ ઉપર ઉપકાર કરૂં છું. અને દેવિ! હું સર્વથી શ્રેષ્ઠજ છું.

( ઉષા બેસી જાય છે. )

પુષ્પા-( ઉભી થઈને ) ધન્ય છે બેન ઉષા ! ધન્ય છે તમારા પરોપકારી જીવનને ! તમારા કહેવાતા પરોપકારી જીવનને માટે આખું 'મહિલામંડળ' તમને કદાચ અભિનન્દશે, પણ તે ફક્ત તમારી હાજરીમાંજ ! પણ તમારી ગેરહાજરીમાં તો તમને વગોવશેજ. એજ બતાવી આપે છે કે તમારૂં જીવન કેવું પરોપકારી છે. જો તમો અમને પ્રગતિને પંથેજ ચડાવવા ખરેખર મથી રહ્યાં હો, તો તમે સંકટો વેઠીને પણ અમારી પ્રગતિ કરો. તમારા આખાએ જીવનમાં એવો એક પણ પ્રસંગ બતાવશો, કે જ્યારે તમોએ વસ્તુતઃ આ બધી બેનોમાં કોઈના ઉપર સંકટ વેઠી પરોપકાર કર્યો હોય ? મને તો ઉલટો તમારો જુદોજ અનુભવ થયો છે. જ્યારે આજથી બે ત્રણ વર્ષ અગાઉ હું તમારી પાસે ગાયન શીખવા આવી હતી, ત્યારે ઉલટું તમોએ મારૂં અપમાન કર્યું હતું; અને જ્યારે જ્યારે હું સંગીત ગાઇને લોકોને બે ઘડી આનંદ આપું છું, ત્યારે તમો તો ઇર્ષાથી બળી રહો છો અને........

ઉષા-( પુષ્પાને બોલતાં અટકાવી )અયિ કૃતઘ્ને !

મહારાણી-( ઉષાને અટકાવી ) ઉષા, શાંત થાઓ. આવા નિષ્ઠુર શબ્દો કાઢી પુષ્પાને બોલતાં ના અટકાવો.

પુષ્પા-( શાન્તાને સંબોધી કંઈક ધીરેથી ) બેન શાંતા, હું ક્યારનીએ નહોતી કહેતી, કે ઉષાની જીભ માત્ર ઝેરજ વરસાવે છે. ઉપકારના બહાના હેઠળ પોતાનુંજ કાર્ય સાધે છે, અને પોતાના થોડા પણ સ્વાર્થને માટે

અન્યનું અનર્થ કરવા તે સદા તત્પર છે. એને અને એના ચારિત્રને તો ઉઘાડા પાડી એની ખરી કિંમત જગતને સમજાવવી જોઇએ, અને 'મહિલામંડળ'ના સેક્રેટરીના હોદ્દા ઉપરથી પણ તેને ઉતારી મૂકવી જોઇએ.

ઉષા–( ધ્યાનપૂર્વક સાંભળીને ) કોને? મને? સેક્રેટરીના હોદ્દા ઉપરથી ઉતારવી છે? અરે વાહરે મારી એની! તેં પણ ઠીક વિચાર કર્યો છે; પણ ( હસતાં હસતાં ) જો હું આ સંસ્થા છોડી દઈશ તો પછી તમારી પ્રગતિ શી રીતે થશે? તમારી સ્વતંત્રતા માટે યુદ્ધ કોણ કરશે? ને હું જતી રહું તો તમારી બધી પ્રવૃત્તિ બંધ પડી જાય, દેવિ! આપ જોઇ શકશો કે હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

પુષ્પા–નહિ, નહિ, દેવી! હું સર્વથી શ્રેષ્ઠ છું. મારા સંગીતથી હું કોઇ પણ પ્રકારથી આકુળવ્યાકુળ બનેલા મનુષ્યોના હૃદયને ઠારૂં છું. ગમે તે વ્યાધિથી ઉન્મત્ત બનેલા તેમના મગજને હું શાંતિ આપું છું. 'મહિલામંડળ'ની દરેક સભામાં પ્રથમ હુંજ ગીત ગાઉં છું, અને આખા વાતાવરણમાં શાંતિ સ્થાપું છું. પ્રેમી પ્રેમદાઓના વિયોગથી સંસારને અસાર ગણુતા મનુષ્યોને પણ મારા ગાયનથી આનંદ અને શાંતિ મળે છે; અને તેમનું ગમે તેવું દુઃખ થોડો વખત તે ભૂલી જાય છે. તેવીજ રીતે ઘણીએ દુઃખી થએલી સ્ત્રીઓ મારા સંગીતથી તેમનું દુઃખ ભૂલી ગએલી છે. આ પ્રમાણે જગત માત્ર ઉપર મેં ઉપકાર કરેલો છે. તેથી હે દેવિ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

( બેસી જાય છે. )

**શાંતા**–( ઉભી થઈને ) વાહ, બેન પુષ્પા! તેં પણ ઉષાની જેમ ઠીક આપવડાઈ કરી બતાવી. તારા સંગીતથી કે ઉષા બેનના મેટ્રીક પાસ થયાથી તમારા કુટુંબનું શું ભલું થઈ શકશે? અને જો તમો કુટુંબનું ભલું કરી શકશો નહિ, તો સમાજનું તો કયાંથી કરી શકો? ઉષા બેન વાતો તો ખૂબ કરે છે, પણ રસોઈ કરતાં તો આવડતી નથી. તમો સંગીતમાં અને સ્ત્રીસ્વતંત્રતાની હિમાયત કરવામાં આપણા હિંદુસમાજનો પ્રથમ ધર્મ ચૂકી ગયાં છો. થાકયા પાકયા મુસાફરોને તેમજ અમારા કુટુંબી જનોને મનભાવતી રસોઈ જમાડી, હું તેમને આનંદ આપું છું. જે સ્ત્રીઓને સારી રસોઈ નથી આવડતી, તેમનું જીવનજ આપણા સમાજને નિરુપયોગી છે. ભૂખ્યા થએલા આપણા પતિઓ અને બચ્ચાંઓ કે મહેમાનોને તમારા સંગીતથી કે સ્ત્રીસ્વતંત્રતાના સિદ્ધાંતોથી સુખ મળવાનું નથી. એમને તો સારી રસોઇ જમાડીએ તોજ આનંદ થાય. મારી માન્યતા પ્રમાણે તો હુંજ તમારા સર્વથી શ્રેષ્ઠ છું, અને તમારી તો વૃથા વાતો છે. આવી રીતે દેવિ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું. ( બેસી જાય છે. )

**ચંદ્રિકા**–( ઉભી થઇને ) અને દેવિ! હું શાંતાથીએ શ્રેષ્ઠ છું. જ્યારે અન્ય સર્વ મારી બેનો જગતની કંઈ કંઈ મિથ્યા પ્રવૃત્તિઓમાં પડી રહે છે, ત્યારે હું આધ્યાત્મિક સુખમાંજ મસ્ત બની રહું છું. સૂર્યનો અસહ્ય તાપ પડતો હોય, કે શિયાળાની કડકડતી ઠંડી હોય, કે વર્ષાઋતુના મેહ વરસતા હોય, તો પણ હું કદીપણ મારાં દેવદર્શન

ભૂલતી નથી. પ્રભુભક્તિ એ મારા જીવનનું ધ્યેય છે. એ રીતે દેવિ! હુંજ સર્વથી શ્રેષ્ઠ છું.

**વિદ્યુતિ**–( ઉભી થઇને ) દેવિ, ચંદ્રિકાબેનનો મિથ્યા બકવાદ છે. ત્યાં હવેલીમાં જઇને આખાએ જગતની નિંદા થાય છે, અને ત્યાં જઇને ચંદ્રિકાબેન પુણ્ય કરતાં પાપ વધારે ગ્રહણ કરે છે. દેવદર્શન કરવા કરતાં અન્યોનાં વગોણાં ગાવાનું એમનું જીવનધ્યેય હશે. એના કરતાં તો અમારી પ્રવૃતિઓજ સારી. દેવિ, આ સર્વેમાં હું સ્વરૂપવાન છું, સંસારનું રૂપજ હું છું. પ્રભુએ મને સુંદરતા આપી, શ્રેષ્ઠ બનાવી છે. તેથી મનેજ શ્રેષ્ઠ ગણવી જોઇએ.

( થોડીવાર કોઇ બોલતું નથી. સર્વત્ર શાંતિ પ્રસરી રહે છે. )

**મહારાણી**–( થોડીવાર વિચાર કરી ) બેનો, તમારી સર્વની વાતો મેં અત્યંત રસપૂર્વક સાંભળી. તમે સર્વેએ તમારાથી જેટલી થઈ શકે તેટલી તમારી આત્મશ્લાઘા કરી. પણ બેનો,

( આ સમયે દેવીની દૃષ્ટિ કર્મદેવી ઉપર પડે છે. એકાએક કંઇ યાદ આવ્યું હોય એમ મહારાણી ચોંકે છે. અને કર્મદેવી ઉપર કૃપાદૃષ્ટિ ફેંકી પૂછે છે ):-

બેન, કર્મદેવી, તું અત્યાર સુધી આમ ચૂપચાપ કેમ બેઠી છે? આ સર્વે બેનોએ તેમની આત્મશ્લાઘા કરી, ત્યારે તું આમ કેમ ચૂપચાપ બેસી રહી છે? શું તું શ્રેષ્ઠ નથી?

( મહારાણી અને કર્મદેવી વિના સર્વ હસી પડે છે. )

**કર્મદેવી**–દેવિ! આ સર્વે મારી મોટી બેનો આગળ હું શી ગણત્રીમાં? જેમ તમારી પાસે અમે સર્વે, એમ

એમની પાસે હું. જેમ બહુ મૂલ્યવાન રત્ન પાસે એક ખોટું ઈમીટેશન, તેમ એમની પાસે હું છું. જેમ ભગવાન વિષ્ણુ પાસે અન્ય સર્વે દેવો, તેમ એમની પાસે હું. હું તો કેવળ આજ્ઞાનુચારિણી છું, શ્રેષ્ઠ નથી.

**અન્ય સર્વે**–ત્યારે દેવિ, અમારો ન્યાય ચુકાવો. કર્મદેવીએ પોતે શ્રેષ્ઠ હોવાનું કહેલ નથી, પણ ઉલટું આજ્ઞાનુચારિણી કહી આખી સ્ત્રી આલમને હલકી પાડેલ છે. તેથી એને કંઇ બોલવાનો હક રહ્યો નથી.

**મહારાણી**–નહિ, નહિ, કર્મદેવી, તું તારે જે કહેવાનું હોય તે કહે.

**અન્ય સર્વે**–પણ દેવિ, એમાં અમારૂં સર્વનું અપમાન થાય છે.

**કર્મદેવી**–તો કંઇ નહિ બેનો, આ હું શાંત રહી.

**મહારાણી**–નહિ, નહિ, કર્મદેવી ! હું પુનઃ તને તારે જે કંઈ કહેવાનું હોય તે કહેવા રજા આપું છું.

**અન્ય સર્વે**–પણ દેવિ !

**મહારાણી**–( કોપાઈને ) બેનો, તમે સર્વેએ મળીને તમારામાંથી શ્રેષ્ઠ કોણ એ પ્રશ્નનો ન્યાય આપવા મને બેસાડી છે. આ સત્તાની રૂઇએ હું કર્મદેવીને કંઇપણ કહેવા છૂટ આપું છું. બોલો હવે કોઇને વાંધો છે ?

**અન્ય સર્વે**–(મોઢું મરડીને) તો દેવિ! તમારી મરજી. ભલે કર્મદેવી બોલે.

**કર્મદેવી**–દેવિ, હું તો કેવળ આજ્ઞાનુચારિણી છું. મારાં માતાપિતા અને વડીલોની આજ્ઞાને આધીન થઇ હું

મારૂં કર્તવ્ય શાંતિથી કર્યે જાઉં છું. સવારના પહોરમાં વહેલી જાગ્રત થઇને હું ગૃહનું કામકાજ કરવા મંડી પડું છું. મારા નાના ભાઇઓને રમાડું છું, તેમને માટે રસોઈ તૈયાર કરી હુંજ તેમને જમાડું છું, અને શાળામાં કોઇ પણ જાતના ભેદભાવ વિના મને કંઇ આવડતું હોય છે, તે મારી બેનોને શીખવું છું, અને તેમનું કામકાજ વિના સંકોચે કરી આપું છું. તેમનાથી હું શ્રેષ્ઠ છું, એમ મેં કદી પણ માન્યું નથી. પ્રારબ્ધવશાત્ આપત્તિમાં આવી પડેલી કે નિરાશ બની ભિક્ષા માગતી મારી બેનોને મેં યથાશક્તિ મદદ કરેલી છે; અને તેમના કરતાં મને પોતાને મોટી મેં માની નથી. મારી બેનો વધારે પવિત્ર બને, ઉચ્ચ અને ભાવનાશાળી થાય, એમ મેં સદાએ ઇચ્છયું છે, અને સમય આવે એ મારૂં કાર્ય હું શાંતિથી અને દૃઢતાથી કર્યે જાઉં છું. આમાં જો આપને શ્રેષ્ઠતા લાગતી હોય, તો એ મુદ્રિકા મને આપજો. નહિ તો અમારી સર્વ બેનોમાંથી ગમે તે કોઇને એ મુદ્રિકા આપજો. એમની કોઇની સુંદર અંગુલીમાં એ જોઇ હું હર્ષિત બની મારૂં કર્તવ્યકર્મ કર્યે જઇશ.

મહારાણી–ધન્ય છે, બેન કર્મદેવી! સર્વ પ્રત્યે સમભાવ રાખી શાંતિથી જીવન વહન કરનાર મારી વહાલી બેન, તને મારા અનેકવાર અંતરના આશીર્વાદ છે. શાંત કર્તવ્યનો મુદ્રાલેખ મનુષ્યોને ઉત્તમ બોધપાઠ દે છે. આપણે જો યૌવન, સત્તા, લક્ષ્મી, કીર્તિ, પ્રભુતા વગેરે ક્ષણિક છે, એમ સમજી આપવડાઇ ન કરતાં જગતસેવા અર્થે આપણી

વિભૂતિ સોંપીએ તો કેવું સારૂં? સમાજસેવા એ માનવ-જીવનનું એકજ કર્તવ્ય છે, અને આજ કર્તવ્ય સમજીને તારી માફક કર્મો શાંતિથી અને સમભાવે કર્યે જાય તો કેવું સારૂં? બેન ઉષા, ચંદ્રિકા, શાંતા, પુષ્પા, જુઓ. આ કર્મવીર કર્મદેવી ઉપર એના જીવનમાંથી 'શાંત કર્તવ્ય' એ તત્વ ગ્રહણ કરી એની માફક તમો પણ કર્યે જાવ. બેનો, એકબીજાથી શ્રેષ્ઠતર બનવા કરતાં એકબીજા સાથે હળીમળી કાર્ય કર્યે જાવ અને આજે આ કર્મદેવીને મુદ્રિકા પહેરાવવાના સુંદર કાર્યમાં મને મદદ કરો.

( મહારાણી મુદ્રિકા પહેરાવે છે. )

**મહારાણી**–બેનો, આજનું કાર્ય સમાપ્ત થાય છે.

( તેવામાં સ્વચ્છન્દી રાજકુમાર આવે છે. દેવી ન્યાયાસન ઉપરથી ઉતરી સર્વને સંબોધી કહે છે):–

બેનો, હવે તમો સર્વે પોતપોતાને સ્થળે સીધાવો. આવતી કાલે તમારી ઇચ્છા હશે તો પુનઃ આપણે મળીશું.*

( સર્વે જાય છે. )

## સત્કાર ×

### પ્રવેશ ૧લો.

**સ્થળ**—ગામની વાટ

( ચતુર્ભુજ બાબુ એમ. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને પોતાને

* હરિલાલ મૂળજીભાઇ મણીઆર.

× કવિવર રવિન્દ્રનાથ ટાગોરના એક બંગાળી પ્રહસન ઉપરથી

વતન પાછા ફરે છે. તેમની પાસે એક મોટી કાબુલી બિલાડી છે. નીલરતન સામેથી આવે છે.)

**નીલરતન**–અરે ચતુર્ભુજ બાબુ! તમે કયારે આવ્યા?

**ચતુર્ભુજ**–એમ. એ.ની પરીક્ષા આપીને!

**નીલ૦**–હા. પણ આ બિલાડી બહુ સુંદર છે!

**ચતુ૦**–આ વખતની પરીક્ષા બહુજ સખત હતી.

**નીલ૦**–મહાશય! તમે આ બિલાડી કયાંથી લાવ્યા છો?

**ચતુ૦**–હમણાં જ ખરીદી. આ વખતની ટેકસ્ટ—

**નીલ૦**–પણ એની કિંમત શી આપી તે તો કહો?

**ચતુ૦**–યાદ નથી, પણ નીલરતન બાબુ! મારા ગામમાંથી કેટલા વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે?

**નીલ૦**–ઘણાય. પણ આવી બિલાડી આ દેશમાં તો મેં જોઇ પણ નથી!

**ચતુ૦**–(સ્વગત) અરે પ્રભુ! આ તો કેવળ બિલાડીનીજ વાતો કરે છે, ને હું પાસ થઇને આવ્યો છું તે તો હિસાબમાં પણ નથી.

(નીલરતન જાય છે, અને અરુણ બાબુ પ્રવેશ કરે છે.)

**અરુણ**–અરે ચતુર્ભુજ! આટલો બધો વખત કલકત્તે રહીને તું શું કરી આવ્યો?

**ચતુ૦**–એમ. એ.ની છેલ્લી પરીક્ષા આપી ને.

**અરુણ**–ઠીક, પણ આ બિલાડી તો બહુ ઉમદા જાતની લાગે છે? આવી તો મેં આજેજ જોઇ.

ચતુ૦–આપની ભૂલ થાય છે, આવી–

અરુણ–શેની ભૂલ? આવી સુંદર ને ચાલાક બિલાડી આખું ગામ ફરી વળતાંયે ન મળે.

ચતુ૦–જી, ના. બિલાડી વિષે હું કહેતો નથી પણ–

અરુણ–અરે! અહીં તો બિલાડીનીજ વાત થાય છે. હું તો કહું છું કે આવી બિલાડી અહીં મળી શકેજ નહિ.

ચતુ૦–( સ્વગત ) શું બધાંને બિલાડીનોજ 'મેનિયા' લાગ્યો છે?

અરુણ–અરે! જરી તું બિલાડીને લઇને મારે ઘેર તો ચાલ! તેને જોઇને છોકરાં ઘણાં ખુશી થશે.

ચતુ૦–એ તો ખરૂં, પણ હજી સુધી હું ઘેર તો કોઇને મળ્યો પણ નથી.

અરુણ–હશે ત્યારે. તું આવી શકે નહિ તો તારી નાની બેન જોડે આ બિલાડી પછીથી મોકલજે. છોકરાંઓને બતાવીશું.

( તે જાય છે, અને ચંદ્રકાન્ત આવે છે. )

ચંદ્ર૦–અરે ચતુ! તું તો ઘણે દહાડે દેખાયો?

ચતુ૦–હવે એમ નહિ થાય. કેટલીક એકઝામીનેશનો........

ચંદ્ર૦–આ બિલાડી........

ચતુ૦–( ગુસ્સે થઇ ) હું તો આ ઘેર ચાલ્યો.

( જવા માંડે છે. )

ચંદ્ર–( જતો અટકાવી ) પણ કહે તો ખરો, આ બિલાડી......

ચતુ૦–ના ભાઇ, ઘેર બહુ કામ છે.

ચંદ્ર૦–અરે ! પણ એક સવાલનો તો ઉત્તર આપ ! આ બિલાડી........

( કાંઇ પણ બોલ્યા વિના ચતુર્ભુજ વાયુવેગે ચાલ્યો જાય છે. )

ચંદ્ર–અહો ! આજકાલના છોકરા સહેજ ભણ્યા કે પછી જોઈ લ્યો, દુર્યોધનનો બીજો અવતાર ! (જાય છે.)

## પ્રવેશ ૨જો

( સ્થળ–ચતુર્ભુજના ઘરનું અંતઃપુર )

દાસી–માજી ! આજે તો મોટાભાઈ સાક્ષાત્ દુર્વાસા મુનિ જેવા ક્રોધાયમાન દેખાય છે.

માજી–કેમ, શાથી ?

દાસી–શી ખબર ?

( ચતુર્ભુજ દાખલ થાય છે. )

નાનો પુત્ર–બાપુ ! આ બિલાડી મને–

ચતુ૦ ( તેને એક ધોલ લગાવે છેઃ )–રાત દિવસ બિલાડી, બિલાડી ને બિલાડી.

માજી–ભાઇ ! શું કરવા ગુસ્સે થાય છે ? આટલા દિવસે ઘેર આવીને છોકરાંને વિના વાંકે મારે એ તને શોભે ? ( નાના છોકરાને ) જા, જતો રહે. ( ચતુર્ભુજને ) મને આપ. ભાઈ, દૂધભાત છે. લાવ, એને માટે લઈ આવું.

ચતુ૦–( ગુસ્સે થઈ ) લ્યો, લ્યો. તમે બિલાડીને ખવરાવો. હું તો ખાવાનો નથી. હું જાઉં છું.

**માજી**–( દીન સ્વરે ) એ શું બોલ્યો ! તારે માટે તો રસોઇ તૈયાર છે, ફક્ત તારા બાપુ આવે એટલીજ વાર છે.

**ચતુ૦**–હું તો આ ચાલ્યો. તમારા ગામમાં જ્યાં ત્યાં બિલાડીનોજ સત્કાર ! અહીં ગુણવાન પૂજાતા નથી.

( બિલાડીને લાકડી મારે છે. )

**માજી**–હાં હાં, એમાં એનો કશો વાંક નથી.

**ચતુ૦**–વાહ ! બિલાડી, વાહ ! તારા ઉપર માયા મમતા, ને મારા જેવા એમ.એ. પાસ થએલા માણુસ ઉપર સહેજ દયા પણ નહિ !

**નાની પુત્રી**–( નેપથ્ય તરફ આંગળી કરીને ) અભય બાબુ ! જુઓ તો ખરા, આની પૂછડી કેટલી મોટી છે?

**અભયબાબુ**–કોની ?

**પુત્રી**–અરે આની.

**અભય**–કોની ? ચતુર્ભુજની ?

**પુત્રી**–ના. ના. આ બિલાડીની.

**પ્રવેશ ૩ જો**

( સ્થળ–રસ્તો ચતુર્ભુજ ખાલી હાથે જાય છે. )

**રમેશ**–ભાઇ ! આપની બિલાડી કયાં ગઇ?

**ચતુ૦**–મરી ગઇ.

**રમેશ**–અરે ! પણ શાથી મરી ગઇ ?

**ચતુ૦**–હું જાણુતો નથી.

( મહેન્દ્ર આવે છે. )

**મહેન્દ્ર**–આપની બિલાડીને શું થયું છે ?

**ચતુ૦**–મરી ગઇ છે.

મહેન્દ્ર– સાચું ? કેવી રીતે મરી ગઇ ?

ચતુ૦-તમે મરશો, તેવી રીતે. ગળામાં ફાંસો ખાઇને.

મહેન્દ્ર-ઓ પ્રભુ! આ તો અગ્નિદેવ બીજા!

( જાય છે. )

( ચતુર્ભુજ પાછળ છોકરાઓનું ટોળું તાળીઓ પાડતું 'કાબુલી બિલાડી' 'કાબુલી બિલાડી' કહી ખીજવતું હતું. )*

*

# હીરો કડીઓ.

(પ્રવેશ પહેલો.)

પાત્રો-સિધ્ધરાજ રાજા, દેવદત્ત, હીરાધર, અને કળાકારો.

( સિદ્ધરાજ અને તેનો પ્રધાન બેઠા છે. પાછળથી દેવદત્ત અને હીરાધર પ્રવેશ કરે છે.)

સિદ્ધરાજ-દેવદત્ત, આ દર્ભવતીની આસપાસ સુંદર કિલ્લો બાંધો, અને તેમાં તમારી કારીગરી ભરો.

દેવદત્ત-મહારાજ, જેવી આજ્ઞા.

સિદ્ધરાજ-હીરાધર! તારા પૂર્વજોએ તો પૃથ્વી પર દૈવી કળા ઉતારી છે, તારા હાથે એવું તો ઉપજાવ, કે આ મૃત્યુલોકમાં અપૂર્વ ગણાય, અને અમર થાય. કેમ બનશે તે?

હીરાધર-બનશે, મહારાજ.

સિદ્ધરાજ-જાઓ, કામ શરૂ કરો. એક વર્ષ પછી હું આવી તમારૂં કામ તપાસીશ.

( બન્ને જાય છે. )

---

* નેમિકુમાર અમરતલાલ શેઠ.

## પ્રવેશ બીજો.

( એક માંડવામાં કડીઆઓ પત્થર ટાંકવાનું કામ કરે છે. થોડે દૂર સફેદ પત્થરનો એક ઢગલો પડયો છે. તેની પાસે હીરાધર વિચાર કરતો બેઠો છે. એવામાં દેવદત્ત આવે છે.

દેવદત્ત–કેમ આ બધા પત્થર એક તરફ ગોઠવ્યા છે?

એક કારીગર–હીરાધરના હાથે એ કોરાવાના છે, દાદા!

વદત્ત–કયારે કોરાશે? હજી શરૂ નથી કર્યું?

( દેવદત્તને જોઇ હીરાધર ઉભો થાય છે. )

હીરાધર–પધારો.

દેવદત્ત–હીરાધર, કામ તો ઠીક લેવાય છે. ગોખ નીચેનાં કમળ મને બહુ ગમ્યાં. પણ હીરાધર! પેલા પત્થરોનું શું ધાર્યું છે?

હીરાધર–ખરૂં કામ તો એ ઉપર કરવું છે, દેવ!

દેવદત્ત–એમ કે?

હીરાધર–હા! પૂર્વદ્વાર મારે હાથે કોરવા માગું છું, આખોએ.

દેવદત્ત–કેટલાં વર્ષ લેશો?

હીરાધર–કેટલાં વર્ષ કેમ? દેવ! મહારાજ પધારે તે પહેલાં તૈયાર થવો જોઇએ.

દેવદત્ત–તો તો તમારે કામ શરૂ કરવું જોઇએ. રાજાજી તો ધાર્યા કરતાં વહેલાએ આવે. પોતે બહુ ઇન્તેજાર છે.

હીરાધર–કરીશ, દેવ! વહેલા આવે એમ લાગશે તો વહેલું પુરૂં કરીશ.

દેવદત્ત-પણ ક્યારે? હીરાધર! મહારાજ આવે ને તમારૂં ઠેકાણું ન હોય તો કેવું ખરાબ લાગે? રાજા, વાજાં ને વાંદરાં; એનો વિશ્વાસ નહિ. આળસ કરવી એ ઠીક ન કહેવાય.

હીરાધર-દેવ! દર્ભવતીને ચાર દરવાજા થશે. ત્રણ દરવાજાનાં કોતરકામ માટે ફક્ત દેખરેખ પૂરતો જવાબદાર. પૂર્વ દરવાજો મારો સૌથી શ્રેષ્ઠ અને પહેલો ન થાય ત્યારે કહેજો કે હીરાધર એક બડાઇખોર હતો.

દેવદત્ત-પણ હીરાધર! વખતસર ચેતવું સારૂં, કામ ઓછુંજ જાદુથી તૈયાર થાય છે! માટે જલદી તૈયારી કરો.

( હીરાધર દેવદત્તને નમન કરી બંને છુટા પડે છે. )

પ્રવેશ ૩જો

( સિદ્ધરાજ, બેત્રણ સાથીઓ, અને દેવદત્ત વગેરે દરવાજાની કારીગરી જોતા જોતાં પ્રવેશ કરે છે. )

સિદ્ધરાજ-આ તરફ કયું શહેર આવ્યું?

દેવદત્ત-ચાંપાનેર, મહારાજ!

સિદ્ધરાજ-ચાંપાનેર! એ તો કળાનું કેન્દ્રસ્થાન. આ દરવાજામાં કળા વધારે ખીલે એ સ્વાભાવિક છે. દેવદત્ત, હીરાધર ક્યાં?

દેવદત્ત-પૂર્વદ્વાર પર છે, મહારાજ! આપણે ત્યાંજ જઇએ છીએ.

( સિદ્ધરાજ વગેરે આગળ ચાલે છે, સામેથી હીરાધર આવી નમસ્કાર કરે છે. )

સિદ્ધરાજ-ઓહો! હજીએ કામમાં ગુંથાએલા છો? પછી કરી લેજો.

હીરાધર–મહારાજ પધારે, તે પહેલાં કામ પૂરૂં કરવાની મારી પ્રતિજ્ઞા હતી.

સિદ્ધરાજ–એમ ! (સિદ્ધરાજ ઉભો રહી ઉંચું જુએ છે.) આ શું ? આ સુંદર કમાન કોણે કોરી ?

દેવદત્ત–મહારાજ, એ બધું માન હીરાધરને ઘટે છે.

રાજા–હીરાધર ?

દેવદત્ત–હા.

સિદ્ધરાજ–હીરાધર ! તમે તમારા પૂર્વજની પ્રતિષ્ઠા જાળવી ખરી, આ બધી તમારી કારીગરી ?

હીરાધર–હા, મહારાજ !

સિદ્ધરાજ–એકલા હાથે બધું ઉપજાવ્યું ?

હીરાધર–હા, મહારાજ ! આપની ખાસ સૂચના હતી, તેથી આપને પસંદ કરવા અલ્પ પ્રયત્ન કર્યો છે.

સિદ્ધરાજ–અલ્પ પ્રયત્ન ? આથી વધારે સુંદર પ્રયત્ન કોણ કરી શકે તેમ છે. હીરાધર ! આવી કમાનની જોડ શું હોઈ શકે ?

હીરાધર–એ તો કેવી રીતે કહી શકાય, મહારાજ ! પૃથ્વી વિશાળ છે. કેવાએ કળાકારો પડયા હશે !

સિદ્ધરાજ–હીરાધર, મારી તો ખાતરી છે, કે આવી રચના કોઈ બીજાની કલ્પનામાં પણ આવી શકે નહિ. બસ, હીરાધર ! આખી જીંદગી તેં મને આપી છે. હું તારાપર પ્રસન્ન છું.

હીરાધર–મહારાજ ! એટલો બધો તો મારો દાવો નથી, પણ આપની કદર માટે મારૂં હૃદય ઉપકારથી નમે

છે. કળાકારને કળાની કદર કરતાં વધારે શું પ્રસન્ન કરી શકે ?

**સિદ્ધરાજ**-હીરાધર ! આથી સુંદર કમાન તું બાંધી શકે ખરો ?

**હીરાધર**-મહારાજ, કદાચ બાંધી શકું. વધારે પ્રબળ પ્રેરણા અને વધારે અનુકુળતા અને પ્રસંગનું દબાણ, કળા વધારે સુંદર બનાવી શકે.

**સિદ્ધરાજ**-હીરાધર, તને અહીં પૂરતી પ્રેરણા કે અનુકુળતા ન મળી ?

**હીરાધર**-એમ મારૂં કહેવું નથી, મહારાજ ! હાલ તો જે મારામાં હતું તે મેં આપ્યું. કાલે શું કરી શકું તે કહી શકતો નથી, એમ મારૂં કહેવું છે.

**સિદ્ધરાજ**-એનો અર્થ એજ કે આથી સુંદર કમાન બંધાવનાર જાગે, અને તારૂં દીલ લાગે, તો બાંધીએ શકે ખરો, ખરૂંને ?

**હીરાધર**-ધારૂં છું કે બાંધી શકું; મહારાજ !

**સિદ્ધરાજ**-શાબાશ છે. હીરાધર ! હું તો તારી પરીક્ષા કરતો હતો, કે તું સત્ય બોલી શકે છે કે નહિ. તારી શક્તિ વધશે, તો હું વધારે પ્રસંગ પાડીશ. આ અપૂર્વદ્વાર જે તેં બાંધ્યું છે, તે સિધ્ધદ્વાર તરીકે ઓળખાશે. જાઓ, હીરાધર ! રાત્રે મને ફરીથી મળજો. ( બધા જાય છે. )

**પ્રવેશ ૪ થો**

( સિદ્ધરાજ એકલો બેઠો છે. )

**સિદ્ધરાજ**-સિપાઇ, હીરાધરને બોલાવ.

( સિપાઇ હીરાધરને લાવે છે, હીરાધર નમન કરી ઉભો રહે છે. )

સિદ્ધરાજ–હીરાધર! મારી એક આજ્ઞા છે, અને તારે તે પાળવાની છે. કોઈ બીજાની ખાતર તારે ટાંકણું પકડવું નહિ, એ વચન હું તારી પાસે માગું છું.

હીરાધર–મહારાજ! હું સમજી શકતો નથી. કારીગરનો દીકરો જ્યાં કામ મળે, ત્યાં કામ કરી શકે.

સિદ્ધરાજ–કામ આપીશ.

હીરાધર–તો રહીશ, મહારાજ!

સિદ્ધરાજ–આખી જીંદગી સુધી?

હીરાધર–મારૂં દીલ ગોઠશે ત્યાં સુધી, મહારાજ!

સિદ્ધરાજ–એટલે?

હીરાધર–રાજાધિરાજ, માણસને નવીનતા ગમે છે. અમારાં કારીગરોનાં મન તો બહુ ચંચળ હોય છે! સ્વર્ગ સમું સુખ હોય પણ દીલ ઊઠી જતાં તે ચાલ્યો જાય છે.

સિદ્ધરાજ–મારે તારૂં તત્વજ્ઞાન ન જોઇએ, તારો હાથ મને વેચવાનો છે. આજે તારે પ્રતિજ્ઞા લેવીજ જોઇએ કે હીરાધર પાટણપતિ સિવાય અન્યનું કામ કરી શકે નહિ.

હીરાધર–મારો હાથ? રાજાધિરાજ! મારો હાથ મારી મિલ્કત છે. એને વેચવી ન વેચવી મારી મુન્સફીની વાત છે. દર્ભવતીના કિલ્લાનું કોતરકામ માથે લીધું, ત્યારે આખી જીંદગીભરનું ગુલામી ખત લખી નથી આપ્યું. મહારાજ! હું મારો હાથ વેચવા નથી માગતો.

સિદ્ધરાજ–તો કાપીને જુદો કરીશ, સમજ્યો?

હીરાધર–તો હુંઠો હાથ લઈ દેશમાં ધુમીશ, અને સોલંકી સિદ્ધરાજના ઉદાર બદલાનો ઢંઢેરો પોકારીશ.

સિદ્ધરાજ—એ પહેલાં જીભ તાળવે જડી દઈશ.

હીરાધર—એ છાતીએ તકતી લટકાવી આપનો કીર્તિલેખ સૌને વંચાવીશ. રાજામહારાજ! ડરાવીને તમે મને ડગાવી શકશો નહિ.

સિદ્ધરાજ—ડગીશ નહિ, તો જીવતો દાટીશ! હીરાધર! તું કોની સાથે વાત કરે છે તેનું ભાન છે?

હીરાધર—યાદ છે રાજા! કળા વેચીને ગુલામ બનવા કરતાં જીવતાં દટાવું હું વધારે પસંદ કરીશ. હું કોણ છું તે જાણો છો? મારા પૂર્વજોએ મોટા સમ્રાટોનાં આમંત્રણોનેએ ગણકાર્યાં નથી, એમનો વંશજ શું પાટણપતિના હમામથી પોતાનો હાથ હંમેશ માટે વેચશે? કળા સ્વતંત્ર રહેવા સરજાઈ છે.—એનાં વેચાણી ખત ના હોય.

સિદ્ધરાજ—મોતજ તારૂં પોકારે છે, ઉદ્ધત જુવાન! જે દ્વાર તેં રચ્યું છે, તેજ તારી કબર બનશે. માને છે?

હીરાધર—ભલે, એમજ થવા દો. સત્તા અજમાવી લો રાજા.

સિદ્ધરાજ—સિપાઈ, લઈ જાઓ, એને. પ્રભાત પહેલાં એ આ દુનિયામાં ન હોવો જોઈએ.

હીરાધર—ઠીક બદલો આપ્યો, ગુજરાતના રાજા.

(સિપાઇ હીરાધરને પકડી લઇ જાય છે.)

હીરાધર—(આકાશ સામું જોઈ) પ્રભુ! મહાન પ્રભુ! મારૂં કુટુંબ તારે શરણે છે! પ્રાણધરનો વંશજ કળા ન વેચવાના કારણે તારી પાસે આવે છે. એના વારસનેયે એવો સ્વતંત્ર બનાવજે. હે પ્રભુ!

સિદ્ધરાજ–પ્રધાનજી, દક્ષિણપરની સવારીની તૈયારી કરો.

### પ્રવેશ ૫ મો

(સિદ્ધરાજ ફરીથી દેવદત્તની સાથે દરવાજા જોતા જોતા આવે છે.)

સિદ્ધરાજ–દેવદત્ત, બધું પુરૂં થઇ ગયું ?

**દેવદત્ત**–હા, મહારાજ.

સિદ્ધરાજ–અરે ! આ કમાનો તો નથી બદલી, મેં કહ્યું હતું તે ?

**દેવદત્ત**–એ હવે નહિ બદલાય મહારાજ !

સિદ્ધરાજ–કેમ ?

દેવદત્ત–કારણ એ છે, કે મહારાજ ! આપ જે કમાનો માગો છો, એનો કોતરનાર કળાકાર હવે અહીં નથી; અને ક્યાં છે, એ કોઈ જાણતું નથી; અને કોઇ જાણતું હોય તો પણ કહે તેમ જણાતું નથી.

સિદ્ધરાજ–એટલે ? હીરાધર નથી ?

**દેવદત્ત**–મહારાજ, રાજાધિરાજ ! આપ તો ઇશ્વરના અંશ છો. આપ કદાચ જાણી શકો કે હીરાધર ક્યાં છે ? આપે રાત્રે મળવા તેડાવ્યો, ત્યાર પછી અમે એને જોયો નથી. કોણ જાણે એનું શું થયું ?

સિદ્ધરાજ–કમાનો તો થવીજ જોઈએ, દેવદત્ત ! શોધી કહાડો, ક્યાંય ગયા હશે.

દેવદત્ત–કમાનો કરતાં એની જીંદગીની જગતને વધારે જરૂર છે, એમ હું માનું છું, મહારાજ ! આપને મળી હીરાધર ક્યાં ગયા, તે તો આપને કદાચ માલુમ હશે.

સિદ્ધરાજ—દેવદત્ત! મને મળીને હીરાધર ઘેર ગયો હશે, બીજે ક્યાં જાય? કહેતો હતો કે સવારે વિચાર કરી ઈનામ માગી લઇશ.

દેવદત્ત—કોઇને પૂછવા ગયા હશે ત્યારે તો, મહારાજ! પાછા આવે હજીએ માગે, તે આપવા આપ કૃપા કરશો.

સિદ્ધરાજ—જરૂર, હું પ્રસન્ન છું, એમની કળા તો અજબ છે. પણ એ છે ક્યાં?

દેવદત્ત—એ તો કોણ જાણે, મહારાજ! મેં તો ઉડતી વાત સાંભળી છે, કે હીરાધર હયાત છે, પણ દર્ભાવતીમાં પગ મૂકતાં ડરે છે.

સિદ્ધરાજ—જીવે છે? મારાથી શું કરવા ડરે છે? તેડાવો એમને. એમને રાજી કરવાની મને ઘણી ઉમેદ છે.

દેવદત્ત—મહારાજ, આપ સૌને અભય વચન આપો છો?

સિદ્ધરાજ—મારૂં વચન છે, દેવદત્ત! મારાથી ડરવાનું કોઈને કારણ નથી.

દેવદત્ત—ત્યારે સાંભળ્યું છે તે કહું છું, મહારાજ! આપની પ્રથમ સવારી વખતે તે રાતે મધરાત પછી પૂર્વદ્વારના બુરજની ભીંતમાં એક માણસને જીવતાં દાટી દેવામાં આવ્યો! મહારાજ! કહે છે કે એ માણસ તે હીરાધર. કોણે દટાવ્યો, તે તો પ્રભુ જાણે. બીજે દિવસે રાત્રે એક સ્ત્રી અને કેટલાક માણસોએ તેને ખોદી કાઢયો.

સિદ્ધરાજ—પછી, પછી?

દેવદત્ત—પછી? પછી એક ગામડાના વૈદની દવાથી એ સાજો થયો. હવે તે એટલુંજ કહે છે, કે મારે દર્ભાવતીનાં

દર્શન નથી કરવાં, અને પાટણના રાજાનાં ઇનામ પણ નથી જોઇતાં. એ દિવસથી કોઈ પણ રાજાનું કામ નહિ કરવાની એણે પ્રતિજ્ઞા કરી છે.

સિદ્ધરાજ–પણ હાલ રહે છે કયાં ?

દેવદત્ત–ચોક્કસ કહી શકાય તેમ નથી.

સિદ્ધરાજ–દેવદત્ત! સ્પષ્ટ બોલી દો. ડરશો નહિ, હું કેટલુંક જાણું છું. એને તમો કહો છો, તેવી નિરાધાર સ્થિતિમાં લાવનારજ હું છું. એ જીવે છે, એ જાણી મને પરમ આનંદ થાય છે. એમને જલદી તેડાવો. મને મારા પાપની ક્ષમા માગી લેવાની તક આપો. હું ચૂકયો છું.

દેવદત્ત–ઠીક મહારાજ.

(બંને જાય છે.)

પ્રવેશ પમો

(સિદ્ધરાજ બેઠો છે, અને દેવદત્ત તથા હીરાધર આવે છે.)

સિદ્ધરાજ–હીરાધર ! કેટલાક અપરાધની ક્ષમા નથી, છતાં મને ક્ષમા મળી શકે ખરી ?

હીરાધર–ક્ષમા ! ક્ષમા આપનાર હું કોણ, મહારાજ ? ક્ષમા તો રાજા ! પ્રભુ આપી શકે. એની ક્ષમા ચાહો. જેની કૃપાથી વજ્ર સમી ભીંતમાંથીએ જીવતો પાછો ફર્યો, તે પ્રભુની કૃપાથી હવે આપ તરફ હું રોષ રાખી શકતો નથી, પછી ક્ષમાની વાત કયાં રહી ?

રાજા–હીરાધર ! સાચું કહે છે ? ખરેખર તારૂં હૃદય મારો અપરાધ ભૂલી ગયું છે? એ માની શકાય ખરૂં ?

હીરાધર–ગુજરાતના મહાન સોલંકી મહારાજ મારી ક્ષમા યાચે, એ શું માની શકાય તેવું છે ખરૂં ?

સિદ્ધરાજ—હા. હીરાધર! એમ છે. મારૂં હૃદયજ તારી ક્ષમા માટે પોકારે છે. સમ્રાટ્ છતાંએ તારી આગળ જાણે હું રંક હોઉં એમ મને લાગે છે.

હીરાધર—એમ ન બોલો મહારાજ! પ્રભુની મહાન સત્તા આગળ આપણે સૌ રંક છીએ. આપણી સત્તા, સમૃદ્ધિ, શકિત સૌ એનાં છે. એ જેટલું આપે છે, તેટલુંજ આપણે પામી શકીએ છીએ. એ જેટલું ઇચ્છે છે, એટ-લુંજ આપણે આ જીવનમાં કરી શકીએ છીએ. તેથીજ કહું છું, મહારાજ! ક્ષમા તો પ્રભુજ આપી શકે.

સિદ્ધરાજ—સત્ય છે, સત્ય છે. હીરાધર! આ સત્ય પહેલાં સમજાયું હોત તો એ પ્રસંગ ના આવ્યો હોત.

હીરાધર—કેટલાક પ્રસંગો ભૂલી જવાજ ઠીક છે, મહારાજ! મને હવે રજા આપો, મારી ઘેર વાટ જોવાતી હશે.

સિદ્ધરાજ—હીરાધર! બહુ નહિ રોકું. મારી એક માગણી કબુલ કર આપણા પરિચયની યાદગીરી લેતો જા.

(રાજાએ એક થાળ ભરેલું જવાહીર આપવા માંડયું)

હીરાધર—એ સંબંધમાં તો દીલગીર છું, મહારાજ! ઈનામ એકવાર હોય, બેવાર નહિ. એકવાર મને મળી ચૂકયું. બીજીવાર લઇ શકું નહિ.

સિદ્ધરાજ—હીરાધર! મારી આટલી માગણી કબુલ કર.

હીરાધર—મહારાજ! પ્રથમ તો કળા બદલોજ માગતી નથી. એમાંએ વળી બીજીવારનો બદલો હું સ્વીકારીશ નહિ. નવી સેવા કર્યાનું મને યાદ નથી.

સિધ્ધરાજ—હજી બાકી છે, હીરાધર! હજી તો તારે હાથે નવી કમાનો કોરાવાની છે, એનો બદલો સમજી આ સ્વીકાર.

હીરાધર—કમાનો! રાજાજી! કમાનો તો આ ભવ કોરી શકું તેમ નથી. જુઓ, આ આંગળાં જુઓ. એ વળી શકતાં નથી. પૂર્વદ્વારની વજ્રસમી ભીંતમાં રાતવાસો રહ્યાની એક મુંગી નિશાની રહી ગઈ. આપની જે ભાવના હતી તેજ ફળી. હીરાધર ટાંકણું લઈ હવે કંઇ કોરી શકે તેમ નથી. તેની કળા મરી ગઇ. આપ હવે નિશ્ચિંત રહો. પૂર્વદ્વારની કમાન અજોડજ રહેશે, મહારાજ.

સિધ્ધરાજ—અરરર! હીરાધર! મારી રતાનું આ ક્રૂર નિશાન! દર્ભવતીનો પૂર્વદ્વાર પ્રગટાવનારની કળા આજથી બંધ? હવે શું કરીશ? હીરાધર! તારી સર્જનશક્તિ કેવી રીતે માર્ગ કાઢશે?

હીરાધર—મને કંઇએ જો દુઃખ થતું હોય તો તેજ છે, મહારાજ! કળાજીવન પુરૂં થઈ ગયું. હવે હીરાધર જીવે ન જીવે તોયે સરખું છે. પણ મહારાજ! હું ફરિયાદ કરવા આવ્યો નથી. આપનું નામ અમર રહો, એ ઇચ્છું છું; અને રજા માગું છું. (રાજા હીરાધરને ખભેથી પકડી થોભાવે છે.)

સિધ્ધરાજ—હીરાધર! સાંભળ. મારા કરતાં તારૂં નામ અમર થવાને વધારે લાયક છે, અને તેમ બને તેવી વ્યવસ્થા હું કરીશ. હાલ તો તારા નષ્ટ કરેલા કલાજીવન માટે ક્ષમા આપતો જા, ને આ બાહ્દગીરી તો લેતોજ જા.

નહિ, બોલીશ નહિ, તું ક્ષમા આપે નહિ, આ સ્વીકારે નહિ, ત્યાં સુધી મને શાંતિ થાય નહિ. હીરાધર ! એટલો ઉદાર બન.

હીરાધર–મહારાજ ! મારી તો હિંમત છે, મને રોષજ નથી; કારણ હું હવે માનવા લાગ્યો છું, કે વિધિના લેખ આપણે ટાળી શકતા નથી. મહારાજ ! જો હું દુઃખી થયો, તો મારોએ દોષ નહિ હોય એમ નથી. મહારાજ ! હવે તો હું જાઉંજ. ભાવિયશની હવે મને ચિંતા નથી, અને આ ધન તો લઇ શકતો નથી, તે માટે ક્ષમા. લ્યો, જય જય મહારાજ. આપનું નામ અમર રહેશે.( હીરાધર ચાલ્યો ગયો. )

સિદ્ધરાજ–કેવો માણસ ! કેટલો સખત ! ( દેવદત્ત સામું જોઇ ) દેવદત્ત, એની જીંદગી મેં ખરાબ કરી નાખી. એના માટે, એના કુટુંબના પોષણ માટે, હું કયે રસ્તે મદદ કરી શકું ? હીરાધર અડગ છે.

દેવદત્ત–નિશ્ચિંત રહો, મહારાજ ! પ્રભુને સૌની કાળજી છે. મારે સંતાન નથી. મારો વારસ હીરાધર છે, એનું ઘર તે મારૂં છે, મારૂં ધન તે તેનું છે.

સિદ્ધરાજ–( થાળ આપતાં ) ત્યારે તો આ ભેટ તમેજ સ્વીકારો.*



* અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી.